॥ श्री कृष्णाय नमः ॥

ગુર્જર કવિરત્ન ભક્તાચાર્ય શ્રી દયારામભાઈએ રચેલા

ઉત્તમોત્તમ સ્ત્રી ઉપયોગી ગ્રંથો તથા કાવ્યોનો સંગ્રહ.

श्री

# दयारामकृत काव्यमणिमाला.

## भाग ४ थो.



સંશોધક.

**જોષી છોટાલાલ ગિરિજાશંકર—ડભોઇ.**

કવિશ્રીના શિષ્યપુત્ર, તથા શ્રી ડભોઇ પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયના પ્રમુખ.

તથા

**જગજીવનદાસ દયાળજી મોદી—વડોદરા.**

[વામન પુરાણ, વૈતાલ પંચવિસી, દયારામ, ગિરધર વગેરેના લેખક.]

સંગ્રાહક તથા પ્રકાશક.

**નારાયણદાસ પરમાનંદદાસ શાહ. ડભોઇવાળા.**

ઠે. પાંજરાપોળની નવી ચાલી માધવબાગ—મુંબઇ નં. ૪

અને ડભોઇ. ( ગુજરાત. )

સંવત ૧૯૮૦. આવૃત્તિ ૧ લી. સને ૧૯૨૪.



કિંમત રૂ. ૧-૦-૦

॥ श्री मदनमोहनो विजयते ॥

# અર્પણ પત્રિકા.

અખંડ ભૂમંડળાચાર્યચક્રચૂડામણિ,—શ્રી હરિવદન વૈશ્વાનર,—ભક્તિમાર્ગામ્બુજમાર્તણ્ડ,—માયાવાદનિહાર સહસ્રાંશુ, શ્રીવ્રજપતિરતિપથપ્રવર્તક—**શ્રીમદ્‌વલ્લભાચાર્ય** ચરણકમલમાં—

કોટિશઃ દણ્ડવત્ પ્રણતિપૂર્વક, એઓશ્રીનાજ અનુગ્રહભાજન, એઓશ્રીનીજ કૃપાકણિકાથીજ દિગંત વિસ્તારિયશસ્, પરમ મહાનુભાવી, ગુર્જર ભૂમ્યવતંસ, પરમ ભગવદીય **કવિશ્રી દયારામભાઇ**નાં પુષ્ટિ ભક્તિના રસથી ભરેલાં, તથા સ્રીજનના જીવનામૃત જેવાં આ ઉત્તમ કાવ્યોને સમર્પીને, એ કવિવરનો ઋણી અનુચર હું કૃતકૃત્ય થાઉં છું.

શ્રીમદવલ્લભાશ્રિ દાસાનુદાસ

**નારાયણદાસ પરમાનંદદાસ શાહ.**

---

# આભારદર્શન.

આ પુસ્તક છપાવવામાં વડોદરા નિવાસી ધર્મપ્રિય રાજરત્ન શેઠ **ચિમનલાલભાઇ ગિરધરલાલ**, પરી. ઝવેરચંદ લખમીચંદવાળા તરફથી તેમનાં સદ્ગત ધર્મપત્ની વીજળીબાઇના સ્મરણાર્થે આર્થિક સહાય મળી છે તથી આ સ્થળે તેમનો આભાર માનું છું.

**પ્રકાશક.**

ભરેલું છે; દયારામભાઇનાં ગીતો કેટલીક સંસ્કારી સ્ત્રીઓ ગાય છે પણ તે અશુદ્ધ કે અપૂર્ણ હોય છે; પરંતુ આ સંગ્રહ સ્ત્રીવર્ગના હાથમાં જવાથી શુદ્ધ ને પૂર્ણ એવાં પ્રભુ લીલાનાં ગીતો તેમને મળશે ને તેથી હલકાં ગીતો ગાતાં તેઓ અટકશે એમ આશા છે.

આ સંગ્રહમાં દાખલ કરેલાં કાવ્યોમાં કેટલાંક તો આજ સુધી અપ્રસિદ્ધ હતાં, તે જુના ગ્રંથોમાંથી શોધીને અમે લીધાં છે અને બીજાં કેટલાંક અન્યત્ર છપાયલાં છતાં તે અશુદ્ધ હોવાથી કવિના હસ્ત લિખિત ગ્રંથો સાથે મેળવી તથા કવિના શિષ્ય પુત્ર જોષીજી છોટાલાલ-ભાઇ ગિરજાશંકરનાં ટિપ્પણો ઉપરથી શુદ્ધ કરાવી આ સંગ્રહમાં લીધાં છે. પ્રથમનાં છપાયલાં પુસ્તકોમાં કેટલી અશુદ્ધિ હતી તે નીચેનાં થોડાંક દૃષ્ટાંતોથી જણાશેઃ—

| બીજાં પુસ્તકોમાં છપાયલું | આ પુસ્તકમાં શુદ્ધ કરીને છાપેલું |
|---|---|
| **રૂક્મિણી વિવાહમાં—** | |
| " કન્યા દીધી ત્યાં દરૂં ન હું રે " | " કન્યા દીધી ત્યાં દર્યું નમ્યું રે " |
| " પ્રાણપતિ અભિવંદન તેનાં " | " પ્રાણપતિ અભિવંદન મ્હારાં " |
| " દાસી ભણી દયા આણી " | " દાસી જાણી દયા આણી " |
| " આ તો વર છે રૂક્મિણી જોડ " | " આ તો વર છે રૂક્મિણી જોગ" |
| " તેણે ઉઘાડાં ધર્યાં છે ખડગ શસ્ત્ર પોંખી રહ્યારે " | " તેણે ઉઘાડાં ધર્યાં છે શસ્ત્ર અસ્ત્ર પોંખી રહ્યા રે " |
| " આહાવેસમે રખે ચૂકતા રે " | " [illegible]ો સમો રખે ચૂકતા રે " |

વગેરે વગેરે.

## સત્યભામા વિવાહમાં—

| | |
|---|---|
| " એકઠા રહી એણે ઠામ રે " | " એ કથા રહી એણે ઠામ રે " |
| " ત્યાંથી ચમક્યા સરવે ભય પામી રે " | " ત્યાંથી અટક્યા સર્વે ભય પામી રે " |
| " તે સાંભળી લજ્જા મન પામ્યું " | " તે સંભારી લજ્જા મન પામ્યું " |
| " પૂરણ ગ્રહ નક્ષત્ર સારજી " | " કરણ ગ્રહ નક્ષત્ર સારજી " |
| " ચોળી કરાવ્યું સ્નાન " | " પીઠી ચોળી કરાવ્યાં સ્નાન " |
| " અંગવસ્ત્ર કરી " | " અંગવસ્ત્ર ધરી " |
| " લગામ ગ્રહી કુંતાજી રહ્યા " | " વાગ ગ્રહી કુંતાજી રહ્યાં " |
| " જ્યાં ત્યાં ઉભા છે ચોકા ચોક " | " જોવા ઉભા છે ચોકા ચોક " |
| " બેસાડયા શુભ આસન " | " બેસાડયા સુખાસન " |
| " વરરાજાને વીંટીને " | " વરરાજાને વીંટી વળીને " |
| " દેવજે લઇ " | " દેવજ લઇ " |
| " ઘડીપીડી સરીયો સંપુટવાળું ઝડાકે " | " ઘડીપીંડી સરીગો સંપુટ વાર્યું ઝડાકે " |
| " અરી શોભા દળીયાં " | " અરીગો માદળીયાં " |
| " મણી જડીત " | " મનવટ જવ ને " |
| " અણવટ વીછુવા તે ચાસ રે " | " અણવટ વીંછુવા તે ચાર રે " |
| " બીજા રાજા વાસુદેવ કુમાર " | " બિરાજ્યા વાસુદેવ કુમાર " |
| " નખ શિખ આભ્રણ હરિ આપે સર્વને " | " નખ શિખ આભ્રણ હરિ આવે સર્વને " |
| " કનકના થાળ માંહે મણી જડી રે " | " કનકનો થાળ મોટો માણીએ જડયો રે " |

| | |
|---|---|
| " ચારે મેર ચમચા છે સાર " | " ચામીકર કેરા ચમચા છે સાર " |
| " કાચાં કેળાંને બીલી ફળ " | " કાચાં કેળાં ને બિંબ ફળ " |
| " કીધાં ભર્યાં ભોજન " | " કીધાં ભજીયાં ભુંજાણાં " |
| " મેલી મેળવણી કરી સુંદર સૌ ભલે રે " | " મેલી મેળવણી તળ્યાં સુંદર શાંણુગાં રે " |

બીજા પુસ્તકમાં છાપવાની રહી ગયેલી લાઇનો

મીઠું ૩ કડી ૩ પછી—

" એના મનના મનોરથ મનમાં રહ્યારે, એને પરણશે શ્રીઅવિનાશજી. ૪.

એજ મીઠામાં વલણ પછી—

" આનંદ મનમાં ઉપજ્યો સમર્યા શ્રી રણછોડ

" વરઘોડો વહાલા તણો સુને ગાવાના ઘણા કોડ.

પૃષ્ટ ૨૪ માં કડી ૨૧ પછી—

" પરણી ઉઠયાં જ્યારે રે, મળીયાં સૌ ને ત્યારે રે

" કીધો વિવેક વધારે, વેવાઇ સત્રાજીતે રે

" સત્રાજીત વસુદેવ રે, મળીને બેઠા સંગે રે

" નિર્વિઘ્ન વિવાહ થયો રહ્યો સૌનો રંગે રે

કડી ૧૫ મીપ છી—

" દંપતી મુખડું ધોતાં રે, સાસુપાલવ લોતાં રે

" તાંબુલ ચાવે જોતાં બેઉ સંજોગીયાં રે

" તે ચાવી તંબોળ રે, રંગ છાંટે રાતો ચોળ રે

" પરસ્પર કલ્લોલ રંગ ભીન્યાં રે

ગૌરવના ઘોળમાં કડી ૨૯ પછી—

" પાકાં કેળાં સોનેરી સુંદર રસભર્યાં રે માંહે સાકર ઘૃત ભરપુર.
" મેદાની પૂરી તે સંગે સોહામણીરે ગુંદરપાક ઘ્રપડીને મ્હેસુર. સદન-૩૦
વગેરે વગેરે

એવી એવી અનેક ભૂલો બીજા પ્રકાશકો તરફથી છપાયલાં દયારામ કાવ્ય સંગ્રહનાં પુસ્તકોમાં રહેલી છે. અમે તે બધી અશુદ્ધિઓ દૂર કરીને શુદ્ધ સ્વરૂપમાં કવિનાં કાવ્યો મૂકવાનો આ પુસ્તકમાં પ્રયત્ન કર્યો છે તેની કદર કરવાનું વાચક વર્ગના હાથમાં છે.

આ સંગ્રહમાંનાં કેટલાંક પદો પ્રથમ અન્યત્ર છપાઇ ગયેલાં છે, પણ તેમાં છપાવનારાઓને જ્યાં જ્યાં સમજ પડી નહિ અથવા સંબંધ સમજાયો નહિ ત્યાં ત્યાં પોતાની સમજથી તેમણે ફેરફાર કરેલો જણાયો છે, અને કેટલીક જગ્યાએ તો કાવ્યોમાંથી અમુક ભાગ તુટક થઇ ગયો છે. આવું અશુદ્ધ તથા અપૂર્ણ છપાવનારાઓને પણ ધન્યવાદ તો ઘટે છેજ, કારણ કે તેમ કરીને પણ તેમણે સાહિત્યની સેવા તો બજાવી છેજ.

પરમ ભગવદીય જોષીજી છોટાલાલ ગિરજાશંકર કે જેઓ કવિશ્રીના શિષ્ય પુત્ર છે અને કવિનાં કાવ્યો ઉપર જેમને અત્યંત પ્રેમ છે, તથા જેમનું સર્વસ્વ તે કવિનાં કાવ્યોજ છે, તેઓશ્રીની ઇચ્છાનુસાર તેમની પાસેના હસ્તલિખિત સંગ્રહ ઉપરથી આ સંગ્રહ તૈયાર કરવામાં આવ્યો છે. શ્રીયુત જોશીએ તે કાવ્યો શુદ્ધ કરવામાં પણ સહાય કરી છે. એમની અમૂલ્ય સહાયતા માટે આ સ્થળે હું તેમનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.

જોષીજીના સમાગમથી અનેક સ્ત્રીપુરૂષો સરળ ભાવથી ભગવદ્ ભાવપ્રાપ્ત કરી જીવન સફળ કરી રહ્યાં છે તેમાં મારાં ગં. સ્વ. પૂજ્ય માતુશ્રી પણ એક છે. મારાં માતુશ્રીને પ્રથમથીજ કવિનાં કાવ્યો ઉપર અત્યંત આદર છે અને કેટલાંક પદો તેમને કંઠે છે. તથા મધુર રાગથી પૂર્ણ ભાવે તે ગાઇ શકે છે અને તે ગાતાં ગાતાં ભગવદ્ સેવામાં તથા ગાયો અને વૈષ્ણવોની સેવામાં કાળ વ્યતિત કરે છે, તેમના મુખથી કવિશ્રીનાં નીતિ ભકિતનાં પદો નિરંતર સાંભળીને મારૂં મન પણ પ્રભુ તરફ વળ્યું અને કવિશ્રીનાં કાવ્યો પ્રસિદ્ધ કરવાની મને ઇચ્છા થઇ એ મારાં પરોપકારી અને દયાળુ માતુશ્રીના રૂણમાંથી મુકત થઇ શકાય અને કંઇક અંશે તેમના મહાન ઉપકારનો બદલો વળી શકે તે હેતુથી આ ગ્રંથ સાથે તેમનું નામ કાયમ રાખવા આ ગ્રંથમાં તેઓશ્રીની છબી મુકી છે.

છેવટે કાવ્યોની શુદ્ધિ કરવામાં તથા પ્રુફો તપાસવાનું કામ કરવામાં મારા પરમ મિત્ર સાક્ષર શ્રી જગજીવનદાસ દયાળજી મોદીએ મને ઘણી મદદ કરી છે તેથી આ સ્થળે તેમનો પણ ઉપકાર માનું છું.

મુદ્રણમાં રહી ગયેલી મહત્ત્વની ભૂલોનું શુદ્ધિપત્રક છેવટે આપવામાં આવ્યું છે, તે પ્રથમથી સુધારીને વાંચવા વિનંતિ છે. એ શિવાયની કોઇ અશુદ્ધિ રહી ગયેલી કોઇ વાચક સૂચવશે તો તેનો ઉપકાર સાથે સ્વીકાર કરવામાં આવશે.

પ્રબોધિની એકાદશી
સંવત ૧૯૮૦
મુંબઈ.

નારાયણદાસ પરમાનંદદાસ શાહ.
ડભોઇવાળાના
સર્વ વાંચકોને સપ્રેમ ભગવત્સ્મરણ.

॥ ॐ श्रीः ॥

# ઉપોદ્ઘાત

ગુર્જર કવિરત્ન શ્રી દયારામ ભાઈની વાણી પુરૂષ વર્ગને જેટલી મોહક નિવડી છે તેટલીજ બલકે તેથી પણ વધારે સ્ત્રી વર્ગને નિવડી છે. કવિના જમાનામાં અને ત્યાર પછી ઘણાં વર્ષ સુધી ગુજરાતની સ્ત્રીઓને-ખાસ કરીને ડભોઇ ચાંદોદ ને વડોદરાની સ્ત્રીઓને દયારામની ગરબીઓની મોહની લાગી હતી. દયારામનાં કાવ્યોમાં શબ્દની મીઠાશ, હૃદયના ભાવોનું સુંદર પ્રકટીકરણ, રાગની મધુરતા, પદરચનાની સ્વાભવિક સરળતા, વાણીનો અસ્ખલિત પ્રવાહ અને શબ્દ-અર્થની ચમત્કૃતિ એવાં સુંદર છે કે એક વખત તે સાંભળ્યા પછી તેના ઉપર મોહ લાગ્યા વગર રહેતો નથી. આથીજ ગુજરાતની સ્ત્રીઓ દયારામની ગરબીઓ પાછળ ગાંડી થયેલી.

ગાયનકળામાં ગુજરાતની સુંદરીઓ અસલના જમાનાથી જગવિખ્યાત ગણાય છે. મોગલ સમ્રાટ્‌ના ગાનાચાર્ય પ્રસિદ્ધ ગવૈયા તાનસેનને દીપક રાગ ગાવાથી શરીરમાં દાહ ઉઠેલો હતો તેને મલ્હાર રાગ ગાઇ શાંત કરનાર દુનિયામાં કોઇ મળ્યું નહોતું; પણ ગુજરાતમાં આવેલા શહેર વડનગરની બે નાગર કુમારીકાઓ તાના ને રીરી એ બે બહેનોએ કુવા કાંઠે મલ્હાર રાગ ગાઇ સંભળાવી એ તાનસેનનો દીપકનો દાહ મટાડયો હતો. એ ગુજરાતની સ્ત્રીઓના ગરબા, લગ્નનાં ગીતો, ઉત્સવોમાં ગવાતાં ધોળ, ઘરમાં ફરતાં ફરતાં તથા કામ કરતાં ગવાતાં પદો અને છેવટે મરણના રાજીયા જેણે સ્થિર ચિત્તે સાંભળ્યા હશે તેને ત્યાંથી ખસવાનું મન નહિ થતું હોય. ગુજરાતની સ્ત્રીઓનો મધુર કંઠ શૃંગાર,

શાંત, અને કરૂણ રસ જમાવવામાં અદ્દ્ભુત અસર કરે છે. ગુજરાતના ગરબા તો મુલ્ક મશહુર છે અને નવરાત્રમાં વડોદરાના ગરબા સાંભળવા તો મુંબઇ અને અમદાવાદ સુધીના લોકો આવતા. આજે નવીન કેળવણીથી કેળવાયલી કન્યાઓમાંથી એ મિષ્ટતા ઓછી થતી જાય છે ને શુષ્કતા આવતી જાય છે, કંઠની મધુરતા પણ ઓછી થવા માંડીછે, પણ કવિના જમાનામાં તો રસિકતા અને મધુરતાની પરાકાષ્ટા હતી. આથી ગુજરાતની સ્ત્રીઓના મુખમાં પૂર્ણ સંસ્કારી કવિ શ્રી દયારામભાઇની વાણી બહુ જલદી પ્રવેશ પામી ગઇ. ગુજરાતના કોઇ પણ કવિની વાણી જો સ્ત્રીજનવદનમાં ઘર કરીને રહી હોય તો તે દયારામભાઇનીજ વાણી છે.

ગુજરાતનો જનસ્વભાવ શ્રદ્ધાળુ છે, ધર્મ, કર્મ, ભકિત તરફ વલણ ધરાવનારો છે, અને તેથીજ અનેક મત સંપ્રદાયો સ્થાપનારા ગુજરાતમાં ફાવી શકયા છે. ગુજરાતની સ્ત્રીઓ પણ ગમે તેવાં લૌકિક ગીતો ગાય તો પણ ભકિતરસ સાથે આનંદ શોધવા તરફ તેમની વૃત્તિ તો હતીજ, તેથી દયારામભાઇએ જોયું કે એમને રૂચતા રાગોમાં ભગવત્ ચરિત્ર સંબંધી ગાવાનું સાહિત્ય આપ્યું હોય તો સ્ત્રીઓ ભગવત્નામપરાયણ થઇ જાય અને લોકિક આનંદ પણ લે. આથી એમણે ભગવત્ લીલાનાં ગીતો અને ગરબા ગરબીઓ પોતાની રસપૂર્ણ વાણીમાં સ્ત્રીસમાજ આગળ રજુ કર્યાં અને સમાજે તે હર્ષથી ઝીલી લીધાં. ગુજરાતના સ્ત્રી હૃદયની રસિકતા, માર્મિકતા, મીઠાશ, જે હાલના નવિન કેળવણી પામેલાઓ સમજવાને અસમર્થ છે તે કવિ દયારામ સમજેલા અને તેમણે તે રસિકતા, માર્મિકતા અને મીઠાશને સારી રીતે પોષેલી.

લગ્ન, સીમંત, ઉપવિતસંસ્કાર આદિ માંગલિક અવસરોએ આપણામાં ગીતો ગાવાનો રિવાજ છે, જેમાં કેટલીક સુશિક્ષિત સ્ત્રીઓ સારાં શાસ્ત્રીય ગીતો ગાય છે, અને કેટલીક લૌકિક રાજદરબારી કે બીજાં મનુષ્યપાત્રોને કે સગાં વહાલાંને અનુલક્ષીને ગાય છે. કેટલીક હલકી સ્ત્રીઓ તો પોતાના પિતા પુત્રાદિકની હાજરીમાં પણ બીભત્સ ગીતો–ફટાણાં ગાવાને શરમાતી નથી. આવી સ્ત્રીઓ ધિક્કારને પાત્ર છે. માંગલિક પ્રસંગે તો મંગલ ગીતો અને તેમાં પણ પ્રભુના મંગલમય નામવાળાં ગીતોજ શોભે. આ કારણથી શ્રી દયારામભાઇએ ભવગત્ નામ જોડીને ભગવત્ચરિત્રથી ભરેલાં ગીતો-રૂક્મિણી વિવાહ, સત્યભામા વિવાહ, નાગરજીતી વિવાહ, અષ્ટપટરાણી વિવાહ, શ્રીકૃષ્ણ ઉપવિત, કુંવરબાઇનું મામેરૂ, રાધાજીનો વિવાહ ખેલ વગેરે સ્ત્રીઓના રાગમાંજ બનાવી સ્ત્રીસમાજ આગળ મૂક્યાં. સ્ત્રીવર્ગને તે પસંદ પડ્યાં અને આજે સંસ્કારી સ્ત્રીઓ લગ્ન પ્રસંગે રૂક્મિણી વિવાહ, જનોઇ પ્રસંગે કૃષ્ણ ઉપવિત અને સીમંત પ્રસંગે કુંવરબાઇનું મામેરૂં ખાસ ગાય છે જ. એના વગર લગનના આનંદની મીઠાશ આવતી નથી. લગ્ન કાર્ય પરવાર્યા પછી વૈષ્ણવોની બેઠક થાય છે તેમાં વિવાહખેલ ખાસ ગવડાવવામાં આવે છે.

સ્ત્રીવર્ગની રસવૃત્તિ પોષવાનું વલણ તો મૂળથીજ ગુજરાતના કવિઓમાં છે. મહા કવિ પ્રેમાનંદે ઓખાહરણમાં "અનિરૂદ્ધજીની ચોડલી" જેવાં અને લગનનાં બીજાં ગીતો બનાવેલાં છે. કવિ ગિરધરે પણ સીતાલગ્નના પ્રસંગે સ્ત્રીઓના રાગ લીધા છે. સીતામંગળ, રાધાવિવાહ અને તુલસી વિવાહ પણ અન્ય કવિઓના ગવાય છે. અને સ્વામીનારાયણ સંપ્રદાયના પરમ સાધુ કવિ પ્રેમાનંદ સ્વામીએ પણ સ્ત્રીઓના રાગમાંજ તુલસી વિવાહ લખ્યો છે. આ પ્રમાણે ગુજરાતના કવિઓએ સ્ત્રીઓની

રસવૃત્તિને અનુકૂળ સાહિત્ય રચવાનું કામ વિસારી મૂક્યું નથી. કેટલાંક ગીતો તો સ્ત્રીઓએજ બનાવેલાં છે અને કેટલાંકના રચનારાઓનાં નામ નિશાન પણ નથી. પરંતુ તેમાંનાં ઘણાંખરાં ભાવપૂર્ણ અને રમુજી હોઇ સ્ત્રીઓની રાસકતાની સાક્ષી પૂરે છે. દયારામનાં ગીતોએ સ્ત્રીઓની રસિકતાને જાજવલ્યમાન કરી છે અને સાથે તેમાં માર્મિકતા ઉમેરી છે.

આ પુસ્તકમાં સ્ત્રી રૂચિકર રૂક્મિણી વિવાહ, સત્યભામા વિવાહ, નાગ્નજીતી વિવાહ, શ્રીકૃષ્ણ ઉપવીત અને રૂક્મિણી સીમંત એ મોટા ગ્રંથો લીધેલા છે. તે ઉપરાંત પંદર તિથિ, બાર માસ, સાત વાર, મીરાં ચરિત્ર, બાળલીલા વગેરે કાવ્યો તથા સ્ત્રીઓના રાગમાં ગવાતાં પદો, ધોળ, નવરાત્રીમાં ગવાતા ગરબા, ગરબીઓ, નવરાત્રના વખતમાં તથા કામ કરતાં કરતાં ગાઇ શકાય અને ભગવત્ નામ લઇ શકાય એવાં નાનાં મીઠા રાગનાં કાવ્યો એ બધું આ પુસ્તકમાં દાખલ કરવામાં આવેલું છે. એમાંનાં ઘણાં કાવ્યો તો સ્ત્રીઓ તેમ પુરૂષોને પણ ઉપયોગી થઇ પડે એવાં એટલે સામાન્ય નીતિ ઉપદેશનાં કે ભકિતનાં છે. કેટલાંક માર્મિક અને રસ ચમત્કૃતિથી ભરેલાં છે જે મનુષ્યમાં ચાતુર્ય અને રસિકતાનો વધારો કરે એમ છે.

રૂક્મિણી વિવાહ—ભાગવતના દશમ સ્કંધમાંથી રૂક્મિણી હરણનો પ્રસંગ લઇને કવિએ સ્ત્રીઓને માટે આ કાવ્ય રચ્યું છે. એમાં પદલાલિત્ય લીટીએ લીટીએ ઉભરાઇ જાય છે, શબ્દો સ્ત્રીઓના મુખમાં શોભે એવા મૂકયા છે. એટલે જાણે કે આ લખનાર દયારામ નથી પણ કોઇ સ્ત્રીજ પોતાના મનના ઉભરા પોતાની ભાષામાં કાઢે છે.

" વૈદ્રભદેશ વિખ્યાત રે રાજાજી, કુંદનપુર ત્યાં કોડામણું રે "

આ એકજ લીટીમાં સ્ત્રીભાષાનું ભાન થઇ આવે છે. રૂક્મિણીનું વેવિશાળ શ્રીકૃષ્ણની સાથે કરવાની બધાની રૂચિ હતી, પણ એક તેમના ભાઇ રૂકમૈયાનીજ મરજી ન હતી, ને તેનું કારણ લૌકિક બુદ્ધિથી તે જણાવે છે કેઃ—

"એરે ગોવાળ કેમ વરે મારી ભગની. કન્યા દીધી ત્યાં ઠર્યું નમ્યું રે"

અને તેથી તે શીશુપાળ સાથે વિવાહ નક્કી કરે છે. પરંતુ રૂકિમણીને તો તેથી આઘાત થાય છે. તેનો તો શ્રીકૃષ્ણ ઉપર શ્રવણાનુરાગ ઉત્પન્ન થયો છે. તેથી તે વખતની તેની સ્થિતિ કવિ વર્ણવે છે કે—

"અન્ન ના ભાવે ને નિંદ્રા ન આવે કહેવાય નહિ દુઃખ કોઇને રે
"એ તો નાથ સંભારે ને નિશ્વાસ મૂકે રાત દિવસ કાઢે રોઇને રે.

વિરહિણી સ્ત્રીની અવસ્થા જેણે જોઇ હશે તેને તો આ હકીકતનું ખરૂં ભાન થયું હશેજ. રૂકિમણીએ શ્રીકૃષ્ણને લખેલો કાગળ પતિવ્રતા અને કુલીન સંસ્કારી સ્ત્રીને છાજે એવોજ છે. કવિની અલંકારિક વર્ણન શકિત જ્યાં ત્યાં ઝળકી ઉઠે છે. રૂકિમણીનું રૂપ વર્ણવતાં કવિ લખે છે—

" લાંબી વાસુકી સરખી છે વેણુ સચીકણુ શ્યામળી રે
" અર્ધ ચંદ્રાકારે છે કપાળ નાસા જાણે શુક વળી રે
" કોટી શશી ને સુરજ ઝાંખા પડ્યા મુખ એનું નિરખતાં રે
" દંત પંગત કુંદકળી પુષ્પ વરખે છે હરખતાં રે
" મોટી અણીયાળી ચંચળ આંખડી વાજીકું શોભીએ રે
" હૃદે કર કટી સિંહ સમાન હરિમન લોભીએ રે
" ચાલે મંદ ગતિ ગજ સરિખડી નોતમ વસ્ત્ર છે રે
" શોભે નખશિખ આભ્રણ અત્ય દુષ્ટ ઉર શસ્ત્ર છે રે

લઇને શ્રીકૃષ્ણ ઘેર આવ્યા ને સૌને બનેલી વાત કહી સૌના દેખતાં સત્રાજીતને મણિ પાછો આપ્યો. પણ પછી સત્રાજીત પસ્તાવો કરવા લાગ્યો કે—

" સમર્થ સાથે વેર કીધું ને કરવો કોણ ઉપાય,
" પ્રભુ રોશ મૂકી પ્રસન્ન મુજપર કોણ રીતે થાય.

અને છેવટે નિશ્ચય કરે છે કે—

" જો સંબંધ બાંધું સાંકડો તો જાય મનનું ઝેર
" પુત્રી પરણાવું પ્રેમથી તો જામાત્ર થઇ આવે ઘેર

આવો નિશ્ચય કરી પોતાની પુત્રી સત્યભામા શ્રીકૃષ્ણ સાથે રંગે ચંગે પરણાવે છે ને બંને કુટુંબો લગ્નનો પૂરેપૂરો લહાવો લે છે. ગણેશ બેસવા થી માંડીને તે ઠેઠ સુધીનો બધો વિધિ પૂરો થાય છે. વસુદેવે બોલાવવાથી નોતરમાં.—

" આવ્યાં લગ્ન ઢુંકાં ને સર્વ નોતર આવી, સહુકોને ઉતારા આપીયાજી
" જેને જેમ જોઇએ તેને રીતે પહોંચે, એવા અધિકાર સેવકને સોંપીયાજી
" આવ્યા પાંચે પાંડવ કુટુંબ સર્વે સજોડે દેશ દેશના ભૂપતિ આવીયાજી
" આવ્યાં શિવનેપારવતીજી ગંગા સહિત શચિ સાવિત્રી ઇંદ્રસંગેલાવીયાજી
" આવ્યા નારદ શારદ સનકાદિક મુન્ય ધમ વરુણ સૂર્ય ને ચંદ્રજી
" આવ્યા નવકુળ નાગ ને અષ્ટકુળ પર્વત અઠયાસી સહસ્ત્ર મુનિંદ્રજી
" આવ્યા ધ્રુવ ને પ્રહ્‌લાદ નવયોગી વિભીષણ બળી વિદુર સુદામા શુકદેવજી
" આવ્યાં સાગર સરિતા ને યક્ષકિન્નર ગાંધર્વ આશ રાખે કરવા સેવજી
" અંગવંગ કલંગ કેકય માગધ મારૂ મચ્છ કુંતલ વૈરાટ સુર સંઘજી
" ઇત્યાદિક દેશના આવ્યા સરવે નરેશ જાણી સ્વામી સેવકનો સંબંધજી
" આવ્યાં સ્વર્ગ મૃત્યુ પાતાળનાં પ્રાણી જે કોઇ હતા સ્વજન હારદાસજી
સાંભેલા થઇ સહુકો આવીયા વસુદેવકે રે અવાસજી.

આમ તમામ દેવો, માનવો અને પ્રકૃતિનાં સ્વરૂપો શુદ્ધાં પ્રભુના લગ્નમાં આનંદ લેવા આવે છે. રાજાઓને સ્વામી સેવકનો સંબંધ જણાવીને કવિએ શ્રીકૃષ્ણના ચક્રવર્તીપણાનું સૂચન કર્યું છે. કવિને ભૂગોળનું કેવું સારૂં જ્ઞાન હતું તે દેશનાં ગણાવેલાં નામ ઉપરથી જણાઇ આવે છે.

આ પછી વરઘોડાનું વર્ણન આવે છે. કવિ કહે છે કે–

"વરઘોડો વહાલા તણો મુને ગાવાના ઘણા કોડ"

તે પ્રમાણે કવિએ વરઘોડાને બહુ સુંદર રીતે વર્ણવ્યો છે અને કવિ લોકને દેખાડે છે કે–

"જુવો જુવો રે જગતના લોક વરઘોડો વિઠ્ઠલેશનો"

અને ખરેખર હાલના વખતના કોઇ શ્રીમંતના વરઘોડાને તપી જાય એવું વર્ણન કવિએ કર્યું છે.

ગૌરવની ન્યાત જમાડવામાં વાંચનારના પણ મોઢામાં પાણી આવે એવું વર્ણન કર્યું છે અને આજેજ જાણે સાઠોદરાની ન્યાત જમવા બેઠી હોય એમ જણાય છે. રસોઇની એટલી બધી વાનીઓ ગણાવી છે કે જેનાં કોઇએ નામ પણ સાંભળ્યાં નહિ હોય. સત્રાજીત પાસે પહેરામણી પણ એટલી બધી વહેંચાવી છે કે જેની કિંમત પણ ન આંકી શકાય. મહા કવિ પ્રેમાનંદે મામેરામાં કુંવરબાઇનાં સાસરીયાંને જેવી પહેરામણી અપાવી છે તેવીજ અને તે ઢબનીજ આ છે. આમ લગ્ન ઉત્સવ પૂર્ણ થાય છે, અને

"ત્યાંહાં સામસામા તે વેવાઇ, દાઢી પીળે પ્રીતે મુખ સાહી" એમ પ્રભુની ઇચ્છા પ્રમાણે હાથ પીળા કરીને લગ્ન પૂર્ણ થાય છે.

**નગ્નજીતી વિવાહ**—કોશલ દેશમાં નગ્નજીત નામે એક રાજા હતો. તેને નાગ્નજીતી નામે એક રૂપવતી કન્યા હતી. ક્ષત્રિયોના શૂરત્વની પરીક્ષા કરવાને તેણે સાત સાંઢ પાળ્યા અને ખૂબ ખોરાક આપીને એવા મદોન્મત્ત બનાવ્યા કે કોઇ પુરૂષની મગદૂર નથી કે પાસે જઇ શકે. એ સાતે તોફાની સાંઢને એકી વખત સાથે પકડીને નાથે તે પોતાની કન્યા વરે એવી તેણે પ્રતિજ્ઞા કરી હતી. એ રાજા પરમ ભકત હતો તેથી શ્રી કૃષ્ણનેજ પોતાની પુત્રી પરણાવવાની તેની ઇચ્છા હતી અને તે જાણતો હતો કે શ્રીકૃષ્ણ શિવાય કોઇ એ કામ કરનાર નથી. એ પણ એવી પ્રતિજ્ઞા લેવાનું બીજુ કારણ હતું. છેવટે શ્રીકૃષ્ણ સાતે સાંઢને સાથે નાથી તે કન્યાને પરણે છે અને લઢવા આવેલા રાજાઓને અર્જુન હરાવે છે ને લગન પૂરાં થાય છે આ કાવ્યમાં પણ કવિએ લગ્નોત્સવની મઝા ઉડાવી છે.

**અષ્ટ પટરાણી વિવાહમાં** આઠે પટરાણીઓને શ્રીકૃષ્ણ શી રીતે પરણ્યા તે વાત ટુંકામાં છે. **સીમંત, જનોઇ, ને મામેરાના** પ્રસંગો જાણીતા છે ને તે તે શુભ અવસરે ગવાય એવાં ગીતો એમાં છે. **મહિના, વાર, તિથિઓ** વગેરેના ગરબા સ્ત્રીઓને ગાવા લાયક છે. એકે એક ગરબા ગરબીમાં કે પદમાં કવિની કાવ્ય ચમત્કૃતિ ઝળકી ઉઠે છે. **બાળલીલામાં** કવિ આશ્ચર્ય સાથે હાસ્યરસ મૂકે છે કે—

" એટલામાં એક અબળા આવી, કહ્યું જુઓ લાવી છું ઝાલીરે
" છેડો ઉઘાડે તો પુત્ર પોતાનો, લજવાણી પડી ઠાલી.

તોફાની બાળકૃષ્ણને પકડી લાવતાં ભૂલમાં પોતાના પુત્રનેજ બગલમાં ઘાલી દીધો, અથવા શ્રીકૃષ્ણ તેના પુત્ર રૂપે બની ગયા. મીરાંબાઇએ મટુકીના ગીતમાં પણ એવોજ ભાવ જણાવ્યો છે.

" મોહનને મટુકીમાં ઘાલી, ગોપી લટકે લટકે ચાલી,
" હાંરે કોઇ મોહન લ્યો રે મોહન લ્યો.

એમ બોલતી ગોપીનો લોક ઉપહાસ કરે છે અને કોઇ લેનાર ઘરાક મટુકી ઉઘાડીને જુવે છે તો અંદર મોહનજ દેખાય છે. તેના જેવોજ આ પ્રસંગ છે.

" માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે " એ પારણાનું ગીત તો ઘરગથુ થઇ ગયું છે અને જન્માષ્ટમી ઉપર દરેક ઠેકાણે તે ગવાય છે. એમાં માતાના વહાલ ભર્યા બોલોની અવધિ છે.

" મ્હારા કાનાની સમાણી કન્યા લાવશું
" મ્હારા લાલને પરણાવીશ મોટે ઘેર
" મ્હારો જાયો વરરાજા થઇ ઘોડે બેસશે
" મ્હારો કા'નો કરશે સદાય લીલા લ્હેર—માતા૦

પુત્રને માટે માતાની વધારે વહાલભરી ભાવના આના કરતાં બીજી ક્યાં જડશે ?

રાધિકાનું સ્વપ્ન, રાધિકાનાં વખાણ અને માતાનો જવાબ એ બધાં ગીતો તો સ્ત્રીઓનાં કંઠમાં રમી રહેલાં છે. ઘણાં ખેળ અને ગીતો શ્રીકૃષ્ણના ચરિત્રનાં જ છે. ગરબા ગરબીઓ પણ નીતિ. ભક્તિ અને ચરિત્રની છે. સાકાર સેવા અને પ્રેમભક્તિ તો કવિનો મુખ્ય વિષય છે, તેથી કહે છે કે—

" પાઓ પ્રેમરસ પ્રાણજીવનરે દીન થઇ જાચું રે
" રીઝે રાબડી થકી ગરીબ લોક રે જોગીને ન ભાવે રે
" અમો રાજનાં ખાસાંખવાસરે મુક્તિ મંન નાવે રે

મુક્તિ માગ્યે ગરીબ, મુક્તિરૂપી રાબડીથી રીઝે એવા છે, પ્રેમી ભક્તો તો ભોગી–શ્રીમંતો તેમને પ્રભુની સેવાજ જોઇએ, મુક્તિ ન જોઇએ, કેવી સુંદર પ્રેમ ભક્તિની મસ્તી !

"મોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરીએ

એ ગરબો દરેકે સ્મરણ રાખવા જેવો છે. બીજા ગરબા ગરબીઓ પ્રભુના ગુણાનુવાદ કરાવનારાજ છે. કવિના મતનાં એટલે વલ્લભ સંપ્રદાયનાં ઘણાં ધોળ છે અને સ્ત્રીઓની વાણીમાં પણ કવિએ ધર્મના સિદ્ધાંતો સમજાવ્યા છે અને તેથી પુરૂષોએ પણ આ ગ્રંથ વાંચવા જેવો છે,

વડોદરા. જગજીવનદાસ દયાળજી મોદી.



# અનુક્રમણિકા.

શુ

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૨ | જવા | પૂજવા |
| ,, | ૩ | મધ્ય | મધ્યે |
| ,, | ,, | ચરણ | ચરણે |
| ,, | ૧૭ | પગત | પંગત |
| ૮ | ૧૧ | વંદન | વદન |
| ૧૧ | ૫ | સંતેષ્યા | સંતોષ્યા |
| ૧૭ | ૧૦ | શિષ્ય | અઠયાસી |
| ૨૭ | ૧ | દીઠ | દીઠે |
| ,, | ૨૨ | પીલીમેં કદાળ | પીલી દંત્રક દાળ |
| ,, | ૨૩ | ધૃત તેમાં તાવેલાં | ધૃત તાવેલાં |
| ૩૨ | ૧૯ | કયા | કન્યા |
| ૪૩ | ૨ | ધન્યદે | ધન્યરે |
| ,, | ૮ | પ્રત્યુથાન | પ્રત્યુત્થાન |
| ૫૧ | ૧૦ | ખાાળયા | ખાળિયા |
| ૫૨ | ૮ | ધયુ | ધર્યું |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૦ | ૯ | મારીબાંધવે | મારેબાંધવે |
| ૬૧ | ૨૦ | માહન | મોહને |
| ૬૨ | ૧૩ | જેઠાણુ રે | જેઠાણી રે |
| ૬૬ | છેલ્લી | પુરૂષમડળ | પુરૂષમંડળ |
| ,, | ,, | પહેરાવ્યુ | પહેરાવ્યું. |
| ૬૭ | ૫ | વાડી | સાડી |
| ૭૨ | ૪ | વતો | વર્તો |
| ,, | ૧૮ | સવે | સર્વે |
| ૭૩ | ૧૫ | બધે | બંધે |
| ૭૪ | ૪ | અદ્ય | અઘ |
| ૭૫ | છેલ્લી | હાર | હરિ |
| ૭૭ | ૨૦ | હરની | હરિની |
| ૮૪ | ૩ | હું બલિહારી રે મારા રાજ | હું બલિહારી રે વ્રજરાજ |
| ,, | ૮ | કહો | કહે |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૪ | ૧૫ | ધાધૂ | ધાધૂપ |
| ૯૮ | ૭ | ચંદલો | ચાંદલો |
| ,, | ૧૭ | મકયાં | મુક્યાં |
| ૧૦૦ | ૫ | સપના | સપન |
| ,, | ૧૫ | જસોદ | જશોદા |
| ૧૦૪ | ૮ | કપોળ | કપાળ |
| ,, | ૧૦ | રગ | રંગ |
| ,, | ૧૨ | દંતપાકત | દંતપંક્તિ |
| ૧૧૨ | ૧૮ | બાળછળી | બળિછળી |
| ૧૧૩ | ૮ | વકુઠ | વૈકુંઠ |
| ,, | ૯ | સતાપ | સંતાપ |
| ૧૧૭ | ૨ | આખ | આખડી |
| ૧૧૮ | ૧૧ | દેખેત | દેખતાને |
| ૧૨૧ | ૮ | દાણાધાટીમાં | દાણઘાટીમાં |
| ૧૨૪ | ૧૮ | પલી | પેલી |
| | | દાહયે | દહિયે |
| ૧૨૫ | ૧૯ | મરકટમણિ | મરકતમણિ |
| ૧૨૭ | ૫ | વ્વાલો | વ્હાલો |
| ૧૨૮ | ૧૬ | નિ | નહિ |
| ૧૩૫ | ૭ | ગયા | ગાયા |
| ૧૩૬ | ૨ | ઝગ | ઝગડો |
| ,, | ,, | ાચન | લોચન |
| ,, | ૧૧ | તું નિત મ | તું નિત મળે |
| ૧૩૮ | ૧૧ | પાડા | પીડા |
| ,, | ૧૫ | વળાગયા | વળાગયા |
| ,, | છેલ્લી | વ | દેવ |
| ૧૪૧ | ૪ | બળબિંબ | બાળબિંબ |
| ૧૪૨ | ૪ | આગન | અગ્નિ |
| ૧૪૮ | ૧૮ | અજુને | અર્જુને |
| ૧૫૩ | ૧૧ | આપે વૈકુંઠધામ | સહેજે આપે વૈકુંઠધામ |
| ૧૬૨ | ૧૯ | પ્રાત | પ્રીતિ |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬૬ | ૧૩ | ગળી છે | ગાળી છે |
| ૧૬૭ | ૧ | હાર | હરિ |
| ,, | ૪ | સીખ | ખસી |
| ૧૭૫ | ૧૩ | મારૂચંદ્રિકા | ચારૂચંદ્રિકા |
| ,, | ૨૧ | મીગેરે | નગીગેરે |
| ૧૭૬ | ૧ | રહે | રહો |
| ૧૭૭ | ૨ | શ્રા | શ્રી |
| ૧૭૮ | ૭ | થેલાગો | થેલીગો |
| ૧૭૯ | ૬ | હમારૂં | મ્હારૂં |
| ૧૮૦ | ૧૭ | વારગે | વરિથે |
| ૧૮૧ | ૧૧ | સહજ | સહજે |
| ,, | છેલ્લી | કરાને | કરોને |
| ૧૮૨ | ૧૦ | લિવિ | વિધિ |
| ૧૮૩ | ૧૬ | કરૂણદૃષ્ટ | કરૂણાદૃષ્ટ |
| ૧૮૪ | ૧૧ | વળવા | વળાવા |
| ,, | ૧૫ | સહેજ | સહેજે |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮૫ | ૧૨ | ।સિંધણસુત | સિંધણસુત |
| ૧૮૭ | ૧ | સવ | સર્વ |
| ,, | ૬ | દ્યુતિ | દ્યુતિ |
| ,, | ૧૦ | નિશ્ચૈ | નિશ્ચે |
| ૧૮૮ | ૯ | નાથ | નાગ |
| ૧૮૯ | ૧૪ | ચક | ચક્ર |
| ૧૯૦ | ૧ | મુાકત | મુક્ત |
| ,, | ૧૭ | શ્રામન્નારાયણ | શ્રીમન્નારાયણ |
| ૧૯૧ | ૭ | ભાકત | ભક્તિ |
| ,, | ૧૫ | ફ્લ્લભ | વલ્લભ |
| ,, | ૧૯ | ગોપીપતિ | શ્રીગોપીપતિ |
| ૧૯૨ | ૬ | ભગવનીનાં | ભગવદીનાં |
| ,, | ,, | પ્રાતમ | પ્રીતમ |
| ,, | ૧૩ | સમાધિ | સમાધિ |
| ,, | ૨૦ | કહેણી | કહેણ |

અમદાવાદ ગુજરાત વિદ્યાપીઠમાં ટેક્ષબુક તરિકે મંજુર થયેલો

# શ્રીદયારામકૃત કાવ્યમણિમાલા

## ભાગ ૨ જો.

આ સંગ્રહમાં કવિશ્રી દયારામભાઇનાં ઉત્તમોત્તમ મહાન્ કાવ્યોને સ્થાન આપ્યું છે અને ગ્રંથની નીચે સમજાવવા માટે ઉપયોગી ટિપ્પણનો પણ સમાવેશ કર્યો છે. આમાં નીચેના ગ્રંથો છે.

રસિકવલ્લભ—ઉપનિષદ્, ગીતા, બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્ભાગવત એ પ્રસ્થાન ચતુષ્ટયમાં વારંવાર પ્રતિપાદન કરવામાં આવેલા વેદાંતના અત્યંત ગહન વિષયોને રસિક અને સરલ ભાષામાં જો કોઇએ ગુંથ્યા હોય તો તે કવિશ્રી દયારામભાઇજ છે. આ ગ્રંથમાં વેદાંતના સિદ્ધાંતોને દ્રષ્ટાંતો સાથે એવી ભાષામાં સ્પષ્ટ કરવામાં આવ્યાં છે કે વાંચકોને તેથી મુદ્દલે કંટાળો ઉપજે જ નહિ. વેદાંતનો શુદ્ધ અર્થ નહિ સમજનારાં ઇતર મતોનું હાસ્યરસિક ભાષામાં કરવામાં આવેલું ખંડન વિદ્વાન્ વાચક વર્ગને રમુજ સાથે આશ્ચર્યચકિત કરી નાંખીને કાવશ્રીની વિશાલ વિચાર શક્તિનો ખ્યાલ આપે છે. માટેજ મુંબાઇ યુનિવર્સિટીએ આ ગ્રંથ એમ્. એ. માં ટેક્સ્ બુક તરીકે રાખેલો છે. વૈષ્ણવોને તો તે અતિ ઉપયોગી છે.

**બ્રાહ્મણભક્ત વિવાદ**—બ્રાહ્મણ શ્રેષ્ઠ કે ભક્ત ? ઘણા લોકોને તે વિષે સંકલ્પ વિકલ્પો થયા કરે છે, આ પ્રશ્નને કવિશ્રીએ શાસ્ત્ર અને

યુક્તિથી એવી રીતે ચર્ચ્યો છે કે, એકવાર આ ગ્રંથનું મનન કર્યા પછી ઉપરના પ્રશ્ન વિષે કાંઇ સંશય થતો જ નથી. સંવાદ ઘણોજ રમુજી અને વાંચવા લાયક છે.

**પુષ્ટિપથ રહસ્ય**—પુષ્ટિમાર્ગનાં અલૌકિક રહસ્યોનો ભંડાર આ ગ્રંથમાં ભર્યો છે. પુષ્ટિમાર્ગના મર્મજ્ઞોને અને પ્રભુસ્નેહથી પરિચિત સહૃદયોને આ ગ્રંથમાં વર્ણવેલા અનુભવના સિદ્ધાંતો હૃદયંગમ થઇ પડશે એમાં કાંઇ પણ સંશય નથી. કોઇ પણ ગ્રંથમાં આવુ પુષ્ટિમાર્ગનું સુંદર રહસ્ય સરલ ગુર્જર કવિતામાં દૃષ્ટિગોચર થતું નથી. પુષ્ટિમાર્ગના પ્રેમીઓએ એકવાર અવશ્ય આ ગ્રંથનું મનન કરવુંજ જોઇએ.

**અન્ય રસિક કાવ્યો**—બીજાં કેટલાંક સિદ્ધાંતનું પ્રતિપાદન કરનારાં નીતિ ભક્તિનાં અનેક અપ્રસિદ્ધ સુંદર પદોનો પણ સંગ્રહ કરવામાં આવ્યો છે. પાકું બાઇડિંગ પાના ૩૫૦ આટલો મોટો ગ્રંથ છતાં કિંમત રૂ. ૧-૮-૦ માત્ર રૂપિઓ દોઢજ રાખવામાં આવી છે.

**પ્રકાશકઃ-નારાયણદાસ પરમાનંદદાસ શાહ, દભોઇવાળા.**
ઠે. પાંજરા પોળની નવી ચાલી માધવબાગ મુંબાઇ નં. ૪.

# શ્રીદયારામકૃત કાવ્યમણિમાલા.

## ભાગ ૩ જો.



આ ગ્રંથમાં દયારામભાઇનાં ઉત્તમ ઉત્તમ કાવ્યો તથા સુંદર પદો ગુજરાતના જાણીતા વિદ્વાનો પાસેથી શુદ્ધ કરાવીને છપાવેલાં છે. તમામ કાવ્યો કવિના શિષ્યપુત્ર પરમ ભગવદીય જોષી છોટાલાલભાઇ ગિરજાશંકરે તપાસી શુદ્ધ હોવાની ખાત્રી કરી છે. તેમ ઘણાં અપ્રસિદ્ધ પદો તેઓશ્રીના સંગ્રહમાંથી મળ્યાં તે પણ આમાં દાખલ કર્યાં છે. એટલે આ સંગ્રહ અપૂર્વ અને કિંમતી તૈયાર થયો છે. એમાં ભક્તિનું ખરૂં રહસ્ય સમજાવનાર કવિનો ઇષ્ટ ગ્રંથ ભક્તિપોષણ તથા પ્રેમનું ખરૂં તત્ત્વ સમજાવનાર ગ્રંથ **પ્રેમરસ ગીતા** તથા પ્રબોધ બાવની, મનમતિ સંવાદ વિગેરે સમાયલા છે જે દરેક માણસે વાંચી વિચારવા જેવા છે. એ ઉપરાંત જે અનેક રત્નરૂપ કાવ્યો એમા સંગ્રહાયલાં છે જે સંસાર તાપથી દુઃખી થયેલાઓને શાંતિ અને આનંદ અવશ્ય આપશે. લગભગ ૫૦૦ પૃષ્ટનો મોટો ગ્રંથ અને પાકું પૂઠું છતાં કિંમત માત્ર રૂ. ૨-૮-૦.

**પ્રકાશક.**

**નારાયણદાસ પરમાનંદદાસ શાહ. ડભોઇવાળા.**

ઠે. પાંજરાપોળની નવી ચાલી-માધવબાગ.-મુંબઇ નં. ૪.

ઉત્તર વિભાગના મે. એ. ઇન્સ્પેકટર સાહેબે ઇનામને
માટે મંજુર કરેલું

# ભક્ત કવિ શ્રીદયારામભાઇનું જીવન ચરિત્ર

શ્રીયુત મૂળચંદ તુલસીદાસતેલીવાળા બી. એ, એલએલ, બી. હાઇકોર્ટ વકીલ મુંબઇ એઓએ સંશોધન કરી તૈયાર કરેલાં ટીપ્પણો ઉપરથી

આ ગ્રંથમાં કવિશ્રીની પ્રાચીન સુંદર છબી, કવિનાપટ્ટશિષ્યો જોષી. રણછોડભાઇ તથા ગિરિજાશંકરભાઇની છબીઓ, તથા કવિના હસ્તાક્ષર તથા ચશ્માંની છબીઓ, અને કવિશ્રીના મૂળ સદગુરૂ શ્રીમદ્વલ્લભાચાર્યજી તથા કાવના ઉપદેષ્ટા ડાકોરવાળા ઇચ્છારામ ભટ્ટજીની છબીઓ, તેમનાં ટુંકા ચરિત્રો સાથે આપવામાં આવ્યાં છે. કવિના જન્માક્ષર, વીલ, વંશવૃક્ષ, કવિનું ગદ્ય લખાણ. કવિના ગ્રંથોનું લીસ્ટ, અમદાવાદના કવિ વ્યાસ માધવરામ સાથેનો કવિનો કવિતામાં થયેલો રસુજી પત્રવ્યવહાર, કવિનાં જીવનસૂત્રો, વગેરે આશ્ચર્યજનક નવીન સપ્રમાણ વિગતો અને અનેક અપ્રસિદ્ધ ગ્રંથોના ઉતારા અને અનેક વિષયોથી ભરપુર છે. કોઇ પણ ગુજરાતી કવિનું આટલા બધાં સાધનોવાળું વિસ્તૃત સપ્રમાણ લખાયલું જીવનચરિત્ર હજુ બહાર પડયું નથી. આ ગ્રંથમાં વૈષ્ણવ સંપ્રદાયના અનેક સિદ્ધાંતોનું ઘણીજ સરળતાથી સ્પષ્ટીકરણ કરેલું હોવાથી વૈષ્ણવોને તો તે અતિ ઉપયોગી છે. સોનેરી પાકું બાઇડિંગ, પાનાં ૩૬૪, કીંમત માત્ર રૂ. ૨-૮-૦

**પ્રકાશકઃ-નારણદાસ પરમાનંદદાસ શાહ, ડભોઇવાળા**

ઠે. માધવબાગમાં પાંજરા પોળની નવીચાલી-મુંબઇ નં૦ ૪

# શ્રી દયારામકૃત કાવ્યમણિમાલા

## ભાગ ૪ થો.



# રુક્મિણિ વિવાહ.

## મીઠું ૧ લું.

રથમે હું પ્રણમું શ્રી ગુરૂપદ પ્રીતે, શ્રીકૃષ્ણરૂપ હ્દે ધરું રે;
ો રૂક્મિણીજીનો વિવાહ સંક્ષેપે, પદબંધ પ્રેમ ધરી કરું રે. ૧
ી ભાગવતદશમસ્કંધ મધ્યે, ત્રેપનમારે અધ્યાય વિષેરે;
ુકજી કહે છે સુણો રાય રૂક્મિણીજીનું, હરણ કર્યું દ્વારિકાંધીશરે. ૨
દ્રભ દેશ વિખ્યાતરે રાજાજી, કુંદનપુર ત્યાં કોડામણું રે;
ાજ્ય રૂડું ભીમકરાયરે ભૂપતજીનું, ભાગ્ય શું વર્ણવું તે તણું રે. ૩
ાંચ પુત્ર તેમાં જ્યેષ્ટ રૂકમૈયો, ને પુત્રી છે એક શ્રી રૂક્મિણીરે;
ાતો પ્રગટયાં છે શ્રીમહાલક્ષ્મીજી પોતે, ગુણ શા શકું હું તેના ભણીરે. ૪
ન્યાકાળ કુંવરીજીને આવ્યો, ત્યારે માતપિતા બંધુ ધારિયું રે;
પ ગુણે સમોવડ સહૂ રીતે, શ્રી કૃષ્ણ વર એ વિચારિયું રે. ૫
ટુંબ સહોદર સહુકોને ભાવ્યું, પણ એક રૂકમૈયાને ના ગમ્યું રે;
ભેરે ગોવાળ કેમ વરે મારી ભગની, કન્યા દીધી ત્યાં ઠર્યું નમ્યું રે. ૬
મઘોપનો સુત શિશુપાળ રાજા, કુળવંત છે જગનામનારે;
ાની સંગે મારી બેન પરણાવું તો, સમરથ કો સમે કામનારે. ૭

એમ કહી તતકાળજ ઉઠયો, વેગે કહાવ્યું શિશુપાળનેરે;
લગન ઉપર જાન લઇ વેહેલા આવો, સંગે લાવો બહુ ભૂપાળનેરે. ૮
સુણી એમ સનમના થઇ સહુ ઉઠયા, ને ઉદ્યમ માંડયો વેહેવાતણોરે;
સુણી રૂક્મિણીજીને તો ઝેર લાગ્યું, ઉર પરિતાપ થયો ઘણોરે. ૯
જે જે દેશથકી જે દ્વિજ આવે, તે સહુને પૂછીને નિશ્ચે કર્યુંરે;
સરવે કહ્યું નથી કો કૃષ્ણ તોલે, સાંભળીને ચિત્ત ત્યાં ઠર્યુંરે. ૧૦
નારદે પણ કહ્યું સૌ ગુણ-પૂરણ, એક શ્રી કૃષ્ણ નિશ્ચે કરીરે;
એમ સુણીને દેહ આત્મા પોતાનો, મનથકી અરપ્યો શ્રીહરિરે. ૧૧
અન્ન ના ભાવે ને નિદ્રા નાં આવે, કેહેવાય નહિ દુઃખ કોઇનેરે;
(એતો) નાથ સંભારે ને નિશ્વાસ મુકે, રાત દિવસ કહાડે રોઇનેરે. ૧૨
એવામાં જાન લઇ શિશુપાળ આવ્યો, સંગે છે રાજા બીજા બહુરે;
કાશીરાજ દંતવક્ર જરાસંધ; શાલ્વ સહિત સેન્યા સહુરે. ૧૩
સામા જઇને ભૂપે સન્માન કરીને, લાવી ઉતાર્યા છે બાગમાંરે;
(એતો) આવ્યો છે કોડે પણ જશે માથે ખોડે, ધિક્કાર ફટ એના ભાગ્યમાંરે. ૧૪
દુષ્ટ આવ્યો સુણીને કુંવરીજીને, તાલાવેલી લાગી તંનમાંરે;
કયમરે કરૂંને કોહોની સંગે હું કહાવૂં, ધારે વિચારે છે મંનમાંરે. ૧૫
એવામાં એક આશ્રિત દ્વિજ ઘરનો, આવ્યો દેખીને ધાર્યું ચિત્તમાંરે
સાન કરીને તેડયો સુકુમારીએ, આવો ગુરૂજી એકાંતમાંરે. ૧૬
નેડી બેસાડીને કહ્યો મનસૂબો, પત્ર લખીને એક આપીયુંરે;
દ્વારામતીપતિને જઇ આપો, ને કેહેજો દુઃખ જેહેવું વ્યાપીયુંરે. ૧૭
ત્રણ દિવસમાં છે લગન તે કેહેજો, વેહેલા વળજો પેખૂં પંથનેરે;
અંબિકા પૂજી પાછી વળું ત્યાંથી, મુજને હરે કેહેજો કંથનેરે. ૧૮

---

૧૪ પાઠાંતર—"જશે મોટી ખોડે."

શિખવી સંદેશો ને વિપ્ર વળાવ્યો, તે વાડવ ચાલ્યો વેગે કરીરે;
(એતો) વાત છે ગમતી તે એક દિવસમાં, દ્વારિકાં દેખાડી શ્રી હરિરે.૧૯
નિરખંતો નગ્ર શોભા દ્વિજ ચાલ્યો, જોતાં પ્રસન્ન ઘણું થયોરે;
પૂછંતો પૂછંતો હરિ મેહોલે આવ્યો, ને દ્વારે આવીને ઉભો રહ્યોરે. ૨૦
પ્રભુજીને કહાવ્યું પ્રતિહાર સાથે જે, કહો કોઇ બ્રાહ્મણ આવિયોરે;
આજ્ઞા જો હોય તો મેહેલ મધ્યે આવે એ, પત્ર કોઇએકનું છે લાવિયોરે.૨૧
દ્વારપાળે સંભળાવ્યું શ્રી પ્રભુને, પત્રની વારતા સાંભળીરે;
નાથ કેહે લાવો તે દ્વિજ રખે ખાળો, અંતરજામી પામ્યા રળીરે. ૨૨
સાંભળ્યું વચન ને સેવક દોડ્યા, તે ભટજીને ભુવનમાં લાવીયારે;
દેખી પ્રભુ સિંહાસનથકી ઉઠયા, દ્વિજવર ત્યાં પધરાવીયારે. ૨૩
અર્ઘ્યપાદ્ય સહ પૂજા કરી વિધિયે, વંદન કીધું વિશ્વંભરેરે;
ભોજન કરાવીને તંબોળ આપ્યું, પોઢાડ્યા ચારુ સજ્જાપરેરે. ૨૪
પાસે બેઠા એક શ્રીહરિ પોતે, અવર નહિ કોઈ તેણે સમેરે;
હસ્ત જોડીને શ્રીહરિ એમ બોલ્યા, ધન્ય ભાગ્ય પધાર્યા તમેરે. ૨૫
તમ સરિખા મુનિવર મહા દુર્લભ, સંતોષી સંત તપોનિધિરે;
વિનય વિવેક મધુર વચનેથી, આગતા સ્વાગતા બહુ કીધીરે. ૨૬
કહો ઋષિ કારણ પધાર્યાનું હાવાં, તમો કોણ દેશથકી આવિયારે;
વૈદર્ભદેશ વિષે અમો વસીએ, ને પત્ર આપ્યો એક લાવિયારે. ૨૭
તે આદર સહિત પત્ર લીધું પ્રભુજીએ, પ્યારીનું છે દૂર ચાંપિયુંરે;
જોતાં અશ્રુનાં બિંદુ માંહે દીઠાં, વિરહમુદ્રા જાણે છાપિયુંરે. ૨૮
પ્રીત પ્રિયાની દેખી નેત્ર ભરીયાં, ગદગદ કંઠ થયા ઘણુંરે;
(તેથી) પત્ર આપ્યું પાછું ભટજીના કરમાં, વાંચો તમો ને અમો સુણુંરે.૨૯
(હાવાં) વાંચે છે વિપ્ર શ્યામ ધરે શ્રવણે, પ્રથમ લખ્યું એમ પ્રેમદારે;
સ્વસ્તિશ્રી દ્વારિકાનગરીના નાયક, રાજરાજેશ્વર છો સદારે. ૩૦

ત્રિભુવનનાથ અનાથના બંધુ, સમર્થ ચતુર ચિંતામણિરે;
કુંદનપુરથકી લખિતંગ તમપદ-પંકજકિંકરી રૂકિમણીરે. ૩૧
પ્રાણપતિ અભિવંદન મ્હારા, અગણિત સેવામાં લાવજોરે;
જત અત્ર રાખીછુ તેમ રહીછું, કુશળ સહિત વેહેલા આવજોરે. ૩૨
અપરંચ એજ લખ્યા કારણ છે, સહુ ગુણનિધિમાં સુણ્યા હરિરે;
તે થકી ચિત્ત મ્હારૂં તમમાં લોભાણૂં, મનથકી હૂં તમને વરીરે. ૩૩
આપ કેહેશો જે કુળવંત કન્યાને, ના ઘટે સામું કેહેવું કંથને રે;
તે પણ સત્ય લૌકિકની રીતે, પણ ના હોય તમ પંથને રે. ૩૪
હું તો તમારી સદા છું વિચારો, તે માટે મન તમમાં ઠરે રે;
(પણ) કીરતિ સુણી વિશ્વમાં વનિતા કોણ, એવી જે તમને ના વરે રે. ૩૫
માટે સો વાતની એકજ કહું છું, આવ્યો સમો રખે ચૂકતા રે;
ત્રણ દિવસમાં છે લગ્ન પારવતીજી, પૂજું ત્યાંથી રખે મૂકતા રે ૩૬
તેઓ રૂકમૈયાનો શિશુપાળ આવ્યો, (બાકી) બિજાં સહુને તમો ભાવતા રે.
(એતો) સિંહનો ભાગ શીયાળ ન પામે, જોજો આળસ ઉર લાવતારે. ૩૭
આળસ કરશો જો જીવન માહારા, તો માહારા પ્રાણ નિશ્ચે જશે રે.
જન્મો જનમ તમને નહિ ભૂલૂં, જ્યારે મળશો સુખ ત્યારે થશે રે. ૩૮

વલણ.

સુખ થશે પ્રીતમજીરે, જ્યારે ગ્રેહેશો હાથ;
દાસી જાણી દયા કરજો, હે પ્રભુ દીનાનાથ. ૧
તમો સમોવડ હૂં નથીરે, હે માહારા અંતરજામી;
જેવી તેવી પણ તમારે શરણ, આવી છું હું સ્વામી. ૨

## મીઠું રે જાું.

વળતા શુકજી તો એમ બોલીયા, સાંભળ ભૂપતિરે;
એહેવું સાંભળી પ્યારીનું પત્ર, વિકળ થયા પતિરે. ૧
પ્રભુ કહે શું કહીએ રે ભુદેવ, અમારી પણ એ ગતિરે;
એ રાજકુમારીને માટે, નિદ્રા નથી આવતીરે. ૨
અમો પણ પત્ર વાટ જોતા હતા, વિલંબ નથી કશીરે;
એહેવું કહીને ઉઠયા તતક્ષણ, કે ચિંતા મન વસીરે. ૩
કહ્યું સારથીને રથ લાવ્ય, માહારો શીઘ્રે સજ કરીરે;
કેહેતામાં આણ્યો તતખેવ, આરૂઢ થયા હરિરે. ૪
માંહે બ્રાહ્મણને પણ બેસાડયો, ચતુર શિરોમણિરે;
તમોપાખે ત્રિયાને કોણ, કેહેશે જઇ વધામણીરે. ૫
એવું કહી રથ ત્યાંથી ખેડાવિયો, વાયુવેગે કરીરે;
થોડીવારમાં પોહોચ્યા તાંહે, કે જયાંહાં છે કુંદનપુરીરે. ૬
નગ્ર દીઠું ને બ્રાહ્મણ મોકલ્યો, જઇ કહો વધામણીરે;
હાવાં ત્યાંહાં પણ થાય શુકન, શ્રીઅંગે રૂકિમણીરે. ૭
વામ ઉરને બાહુ ફરકી આંખડી, જોઇને વિચારતાંરે;
એહેવામાં દીઠો આવતો વિપ્ર, વિમાસણ ધારતાંરે. ૮
બોલ્યો ગોરજી બાઇજી વધામણી છે, પ્રભુ આવિયારે;
એહેવું સાંભળી હરખ ના માય, બોલ્યાં પ્રાણ લાવિયારે. ૯
મુનિ કહે પુર સમીપે પધાર્યા, પછી મુને મોકલ્યોરે;
કહાવ્યું છે હાવાં રેહેજો પ્રસન્ન, દિવસ આવ્યો ભલોરે. ૧૦
પછી બહુ ધન વિપ્રને આપીયું, તે પણ કહું કર્યારે;
પધરાવ્યા છે પ્રાણજીવન, તે સમ તો કશું નથીરે. ૧૧

પછી પ્રેમશું કીધો પ્રણામ, શ્રી જગદંબા રૂકમણીરે;
દીધી આશિષ પ્રસન્ન થઇ ઋષિ, ચાલ્યા માંદિર ભણીરે. ૧૨
હાવાં દ્વારિકામાં કેમ નિપન્યું, તે પણ કહુ કથીરે;
બળદેવજી કહે પ્રભુ કયાંહાં, પધાર્યા દીસતા નથીરે. ૧૩
પછી ખબર થઇ જે પોતે તો, પધાર્યા કુંદનપુરીરે:
સુણી હળધર થયા તૈયાર, સેન્યા સહુ સજ કરીરે ૧૪
જાણ્યું બંધવ એકલા કુંમકે, પોતે પુઠળ પળ્યારે;
બહુ શીઘ્રતાએ બળભદ્ર, પ્રભુને આવી મળ્યારે. ૧૫
હાવાં ખબર પધાર્યાની ભીમક, રાજાએ સાંભળીરે;
સામા આવી કર્યું સન્માન, પ્રીતેથી હળીમળીરે. ૧૬
પછી પધરાવ્યા પુર માંહે, ઉતાર્યા તે સ્થળેરે;
જ્યાંહાં ધાર્યો હુતો જાનીવાસો, થયું તે ઇચ્છાબળેરે. ૧૭
કીધું પૂજન બહુ વિધિ કૃષ્ણનું, રામનું પણ કર્યું રે;
ઘણાં આપ્યાં આભૂષણ વસ્ત્ર, રાજાજીનું મન ઠર્યુંરે. ૧૮
કીધી આગતાસ્વાગતા બહુ વિધિ, ને રાયજી વળ્યારે;
સમાચાર જાણી પુરલોક સહુ જોવા મળ્યારે. ૧૯
જોઇ સ્વરૂપ સુઘડતા શ્રી કૃષ્ણની, મોહ પામ્યા સહુરે;
આતો વર છે શ્રીરૂક્મિણી જોગ, જોડું શોભે બહુરે. ૨૦
અમારાં કાંઇ સુકૃત હોય તે, આવીને આંહાં ફળોરે;
તેથકી પણ આ વર રૂક્મિણિને, નિશ્ચે મળો રે. ૨૧
હાવાં નગરમાંહે ઘેર ઘેર તોરણ, કદળી, સ્તંભ છેરે;
પુર શોભા કહી નવ જાય, વિવાહ આરંભ છેરે. ૨૨
હાવાં કન્યાને પીઠી ચોળાય છે, મંગળ ગવાય છેરે;

પેલે શિશુપાળે ચોળી છે રાખ કે, પીકી કેહેવાય છેરે
પછી અંબિકા જવા કન્યા ચાલ્યાં, ત્યાં શોભા બણીરે;
મધ્ય ચરણ ચાલે છે આપ, વીટી વળી સ્ત્રી ઘણીરે.
દેશ દેશના ભૂપ આવ્યાં તે, સાથે સહુ સજ થયારે;
તેણે ઉઘાડાં ધર્યાં છે ખડ્ગ, શસ્ત્રઅસ્ત્ર ઝ્હાંકી રહ્યારે.
કન્યા પારવતીજી પૂજ્યાં, ને ગોરાણી પુજાવિયાંરે;
ધૂપ દીપ કર્યું નૈવેદ્ય, તંબોળ ધરાવિયાંરે.
પુષ્પમાળા ધરી કરી આરતી, ને પાગે લાગિયાંરે;
મુજને મળજો શ્રીકૃષ્ણ ભરથાર, એ ફળ માગિયાંરે.
ગુરૂ પત્નીને મુખદ્વારે બોલીને, ઉમયાએ એમ કહ્યુંરે;
તુજને ઇચ્છાવર મળશે તે, કારજ જાણે સિદ્ધ થયુંરે.
સુણી એવું વળ્યાં સુકુમારી, સખીકર કર ગ્રહીરે;
તે સમે નથી શોભાનો પાર, તે કેમ શકું કહીરે.
લાંબી વાસુકી સરખી છે વેણ, સચીકણ શ્યામળીરે;
અર્ધચંદ્રાકારે છે કપાળ, નાસા જાણે શુક વળીરે.
કોટી શશી ને સુરજ ઝાંખા પડયા, મુખ એનું નિરખતાંરે.
દંત પંગત કુંદ કળી, પુષ્પ વરસે છે હરખતાંરે.
મોટી અણિયાળી ચંચળ આંખડી, ત્રાજુંહું શોભીયેરે;
હૃદે કર કટી સિંહ સમાન, હરિમન લોભીયેરે.
ચાલે મંદગતિ ગજ સરીખડી, નૌતમ વસ્ત્ર છેરે;
શોભે નખશિખ આભ્રણ અંગ; દુષ્ટ ઉર શસ્ત્ર છેરે.
હાવાં પ્રાણપતિ દીઠા સન્મુખ, નિરખવા કારણેરે;
વામ હસ્તે ઊંચા કીધા કેશ, તે લટકાને વારણેરે.

એવી શોભા જોઇને મુરછિત, થયા સહુ ભૂપતિરે;
પ્રભુ જોતાં સહુ સ્ત્રીજનની, પણ થઇ એ ગતિરે. ૩૫
પછી તે સમે તારૂણી નેત્રવડે, નાથ તેડીયારે;
પ્રભુજી કેહે સમો છે હાંક, કેહેતાં અશ્વ ખેડીયા રે. ૩૬
નિજ રથ દંડ ગ્રહી ઉભાં રૂક્મિણિ, રથ ત્યાંહાં આણ્યો સહીરે.
પ્રભુએ પોતાના રથ માંહે, ખેંચી લીધાં કરગ્રહી રે; ૩૭
પાસે બેસાડીને રથ હાંકીયો, આનંદ અતિ થયો રે;
જે જે શબ્દ કરે સુરીજંન, રૂક્મિણિકર હરિ ગ્રહ્યો રે. ૩૮

વલણ.

હરિ ગ્રહ્યો કર જાણીનેરે, હરખ્યાં સરવ સ્વજંન;
પેલા રાજાઓની મુરછા વળી, થઇ ગયાં શ્યામ વંદન. ૧
અરે આ શું થયું, કૃષ્ણે કર્યું કન્યાનું હરણ;
શું મોહોડું કોઇને દેખાડીશું, આ થકી સારૂં મરણ. ૨

---

## મીઠું ૩ જું.

વળતા શુકજી તે વાણી એમ ઉચ્ચર્યા, સાંભળ પરીક્ષિત રાય;
હાવાં ત્યાર પછી કયમ નિપન્યૂં, તુજને કહું તે કથાય;
જે જે બોલો શ્રી રૂક્મિણીનાથની.
વર કન્યા તો આગળ પધારીયાં, પુઠળ સેન્યા બળરામ;
પાછળ શત્રુનું દળ દીઠું આવતું, ઉભા રહ્યા તેણે ઠામ-જેજે૦ ૨

માનભંગ થયારે સરવે ભૂપતિ, તેણે વારી એ બુદ્ધ:
પાછાં વળતાં તો નાક છેદાય છે, કન્યા લ્યો કરી જુદ્ધ—જેજે૰ ૩
આવ્યા બાણનો મેહ વરસાવતા, રીસે બળતા સહુ રાય;
જાદવ સેન્યા ઢાંકી લીધી શર વડે, દંત પીસંતા જાય—જેજે૰ ૪
વળતા જાદવ જુદ્ધને વિફર્યા, વિંધ્યાં સહુનાં શરીરઃ
સેન્યા મારી સુવાડીરે સાથરે, નાઠા વીર મુકી ધીર—જેજે૰ ૫
રૂક્મૈયો બોલ્યો શિશુપાળથું, સાંભળ માહારૂં પણ એક;
જો હું રૂક્મિણી પાખે પાછો ફરૂં, પુરમાં પેસું નહિ છેક જેજે૰ ૬
બીજે મારગે કૃષ્ણ પૂઠે પળ્યો, બકતો બકતો બહુ જોર;
ઉભો રહે ઉભો રહે ક્યાંહાં જાય છે, અલ્યા માહારી ભગિનીના ચોર—જેજે૰ ૭
એવું કહી ત્રણ બાણ ત્યાંહાં મૂકીયાં, છબીલે છેદ્યાં તત્કાળ,
દેખી પાંચ ફેંક્યાં બીજાં પાપીયે, તે પણ ભાગ્યાં શ્રીગોપાળ—જેજે૰ ૮
પછી શ્રીકૃષ્ણે ત્રણ શર છોડીયાં, છેદ્યું સારથિનું શીશ;
રથ ભાંગ્યો ધનુષ ત્રોડી નાખિયું, એહેવું કીધું શ્રી જુગદીશ—જેજે૰ ૯
બીજું કોદંડ ગ્રહ્યું તે પણ કાપિયું, ત્રીજાની પણ એ ગત્ય;
વળતો ખડગ ચરમ લઇ દ્રોડ્યો; રીસે દાઝ્યો છે અત્ય—જેજે૰ ૧૦
પ્રભુએ પણ વિદ્યાધર ખડ્ગ કાહાડીયું, સામા ધસવા કરી ક્રોધ;
જેહેવે મસ્તક છેદે છે શ્રીહરિ, કીધો રૂક્મિણીએ રોધ—જેજે૰ ૧૧
એ ના ઘટે નાથ ચતુરશિરોમણિ, અપજશ જગતમાં થાય;
જેવો તેવો પણ ભાઇ એ માહરો, સાળો તમારો કહેવાય—જેજે૰ ૧૨.
પ્રભુએ ધાર્યું જે રાણી રૂસે નહી, ધાર્યું મારૂં પણ થાય;
માર્યા સરીખો કહેવાય રહે જીવતો, એહેવો રચવો ઉપાય—જેજે૰ ૧૩
ડાઢી મુછ મુંડીને પટા પાડીયા, શસ્ત્રે કરીને શ્રીનાથ;

રથની સાંગી પુઠળ લટકાવીયો, વસ્ત્રે બાંધ્યા બેહુ હાથ—જેજે૦ ૧૪
એહેવે બળભદ્ર પુઠળથી આવીયા, જીતીને સહુ રાય;
દીઠો રૂકમૈયાને રથે બાંધીયો, ઘણું લજવાતો જાય—જેજે૦ ૧૫
હાં હાં આ શું કર્યું ભાઇ ના ઘટે આ શો કીધો કરૂપ;
એહેને મરણથકી અધિકું થયું, એ છે અહંકારી ભૂપ—જેજે૦ ૧૬
રૂકિમણીજીને રૂડું મનાવવા, કીધો વચન વિવેક,
છોડી મુકયો રૂકમૈયાને હળધરે, બંધે બંધવ એક—જેજે૦ ૧૭
પછે રૂકમૈયો પુરમાં પેઠો નહીં, વાસ્યું ભુજ કચ્છ શેહેર;
પણ લીધાનું ફળ એ પટા પડયા; જવાયું નહી ઘેર—જેજે૦ ૧૮
હાવાં શિશુપાળની શી શોભા થઇ, થોડી સરખી હું કેહેશ;
કાલો ચાલ્યો તે નાક છેદાઇ ગયું, અંગે પીઠી મુખે મેશ—જેજે૦ ૧૯
નગારાં ને નિશાન સંતાડીયાં, મુખે પડી ગયા શોષ;
સહુકો શ્મશાનાયા સરખા સનમન્યા, જાણે મુઓ દમઘોષ—જેજે૦ ૨૦
જરાસંધે ત્યાંહાં આશ્વાસના કરી, પણ હાર્યો સત્તરવાર;
તોહે મેં કાંઇ દુખરે ન્હોતું ધર્યું, એહેવો ધારવો વિચાર—જેજે૦ ૨૧
હાવાં દ્વારામતી પ્રભુ પહોંચીયા, સેન્યા સહિત બળરામ;
સામા ઉગ્રસેન આવ્યા શોભા ભર્યા, પધરાવ્યા નિજધામ—જેજે૦ ૨૨
જોશી તેડાવ્યા શ્રી વસુદેવજી, લગ્ન લીધું શુભ સાર;
લખી સ્વજન સરવને કંકોતરી, તેડાવ્યાં તેણીવાર—જેજે૦ ૨૩
મોહોટો મંડપ રચ્યોરે સોહામણો, વાજાં વાજે અપાર;
મંગળ ગાન કરે સરવે માનુની, થઇ રહ્યા છે થેઇ થેઇ કાર—જેજે૦ ૨૪
વરકન્યાને પીઠી ચોળાય છે, ગોત્રજ દેવ્યા પૂજાય;
શુદ્ધ શ્રાદ્ધ કીધું છે વસુદેવજી, દેવકી હરખે ન માય—જેજે૦ ૨૫

વરવધુને મંડપમાં પધરાવીયાં, વિપ્ર કરે વેદગાન;
કોઇએક કન્યાનાં માત પિતા થયાં, તેણે દીધું કન્યાદાન—જેજે૦ ૨૬
હસ્તમેલાપ થયો ને મંગળ ફેરા ફર્યા, કીધા સર્વ પ્રકાર;
લાડકોડ રીતભાતે દંપતી, આરોગ્યાં છે કંસાર—જેજે૦ ૨૭
સહુને કંસાર ભોજન કરાવીયાં, સંતોખ્યા સહુ જંન;
બેહેન ભાણેજ પૂજ્યને પોખીયા, હરખ્યું સહુકોનું મંન—જેજે૦ ૨૮
કુળની રીતે છોડયા પછી દોરડા, આનંદ વરત્યો અપાર;
રાણી રૂક્મિણી પરણ્યાં શ્રીકૃષ્ણને, થઇ રહ્યો જેજેકાર—જેજે૦ ૨૯
કવિજનને કૃપા કરી શ્રી હરિ, કીધાં દુઃખ સહુ ભંગ;
અંગ સહિત આપી પ્રેમલક્ષણા, ભક્તિ નિત્યે સતસંગ—જેજે૦ ૩૦
ગુર્જર દેશમાં શ્રી નર્મદાજી તટ, ચંડીપુર ચારૂ ગ્રામ.
જ્યાંહાં શ્રી શેષશાયી પ્રભુ વસે, ત્યાંહાં કવિનો વિશ્રામ—જેજે૦ ૩૧
જ્ઞાતિ વિપ્ર નાગરરે સાઠોદરો, ભટ દયાશંકર નામ;
વૈષ્ણવ વલ્લભી શ્રી ગુરૂ પ્રતાપથી, ગાયા ગુણ ઘનસ્યામ—જેજે૦ ૩૨
ત્રણ બીઠે શ્રીરૂક્મિણીહરણ કથ્યું, એક સો પંદર પદ સાર;
શ્રી ભાગવત અનુસારે સંક્ષેપે કહ્યું, જેનો મહિમા અપાર—જેજે૦ ૩૩
જે કો ગાયે શીખે ને રે સાંભળે, પુરે મન વાંછિત કામ;
પ્રેમે પાઠ કરતાં મળે શ્રીહરિ, એમ કહે દયારામ—જેજે૦ ૩૪

વલણ.

દયાશંકર કહે કથારે, સુંદર સાર ચરિત્ર;
શ્રવણથી સુખ થાય સહુને, પતિત થાય પવિત્ર. ૧
કરતા હરતા શ્રી મહા પ્રભુરે, હું તો કહેવા માત્ર;
સુણજો ભણજો ભાવ ધરીને, થાશો સહુ સુખ પાત્ર. ૨

---

# સત્યભામા વિવાહ.



## મીઠું ૧ લું.

### ચોપાઇ

પ્રથમે હું પ્રણમું શ્રીગુરૂના પાય, ને સમરૂં શ્રી ગોવર્ધ્ધનરાય,
કૃપા કરો જાણી નિજ દાસ, મુજ રૂદિયામાં પૂરો વાસ. ૧
શુભ મતિ દ્યો જન ગુણલા ગાય, શ્રી સત્યભામાનો વિવાય;
શ્રીમદ્‌ભાગવત ભર્યું રે આનંદ, જેમાં તે રસનિધિ દશમસ્કંધ ૨
તેનો છપ્પનમો અધ્યાય, શ્રીમાંતક[1] મણીનો મહિમાય;
તેમાં હરિ સતભામા લગ્ન, સુણતાં થાય સહુનું મન મગ્ન. ૩
શુકજી કહે સાંભળ રાજંન, તે તુજને કહૂં થઇને પ્રસંન;
સોળ સહસ્ત્ર શત અષ્ટ પરણ્યા શ્રી નાથ, ક્યહું પીળા નથી કીધા હાથ ૪
ક્યહું છળ બળ ક્યહું ચોરી કરી, રીત સહિત અહીં પરણ્યા શ્રી હરિ;
એ વિવાહમાં એક બીજો થશે, ને જાંબુવંતીને પરણી લાવશે. ૫
શ્રી દ્વારામતી નગ્રમોઝાર, ઉગ્રસેન શુભ મતિ નૃપ સાર:
વસે જાદવ ત્યાંહાં છપ્પન ક્રોડ, નહિ જુગમાં કો તેની જોડ. ૬
જાદવ એક સત્રાજીત નામ, કન્યા સત્યભામા તેને ધામ;
પ્રભાકર તેહના ઇષ્ટદેવ, કરે સત્રાજીત તેની સેવ. ૭

---

૧ સ્યમંતક—એક જાતનો મણિ; એમાં એવો ગુણ છે કે જે કોઇ અપવિત્ર સ્થિતિમાં એને ધારણ કરે તેનો પ્રાણ જાય, ને જે એને ધારણ કરીને પવિત્ર આચાર પાળે તેનું મંગળ થાય. એ સૂર્ય જેવો પ્રકાશિત હતો. સત્રાજીતને સૂર્યે તે પ્રસન્ન થઇને આપ્યો હતો.

પ્રસન્ન થયા કરી કરૂણા ઘણી, ત્યારે સૂરજે આપ્યો શ્રીમાંતક મણિ;
દેદિપ્યમાન તેજસ્વી અપાર; કનક ઝરે નિત્ય અષ્ટજ ભાર.[2] ૮
નિતપ્રત્યે તેનૂં પૂજન કરે, ને ભ્હાર જાય ત્યારે કંઠે ધરે;
એક દિવસે કંઠે ધરી મણિ, સત્રાજીત આવ્યો સભા ભણી. ૯
દૂર થકી દેખી સહુ જંન, ચકિત થયા પોતાને મંન;
કાન્તિ જોઈ ઘણો કરિયો વિચાર, આવે છે શું સૂર્ય સભા મોઝાર. ૧૦
કૃષ્ણ કહે દિનકર નવ હોય, હશે સત્રાજિત જાદવ સોય;
જાણ કર્યૂં રાજાને સહુ, આવે છે રવિ તેજસ્વી બહૂ. ૧૧
એવું કહેતામાં આવ્યા ત્યાંહ, રાજ્યસભા રાજે છે જ્હાંહ;
આસન આપ્યૂં આદર કરી, ને ક્ષણ એક પછી બોલ્યા શ્રીહરિ. ૧૨
સુણો સત્રાજિત માહારી વાત, કે જેથકી જશ વાધે વિક્ષાત;[3]
સૂર્યભક્તિ તમે કરી ઘણી, મોટું ભાગ્ય પામ્યા આ મણિ. ૧૩
હવે એ ભેટ ભૂપતિને કરો, વચન હમારૂં જો ઉર ધરો;
મણિ શોભે એ રાજદ્વાર, આપણને સેવા તણો અધિકાર. ૧૪
એવૂં વચન બોલ્યા જુગદીશ, સુણી સત્રાજિતને ચઢી ઘણી રીશ;
ગર્વે ભર્યું કહ્યું એક વચંન, સુણતાં સભાસહિત રાજંન, ૧૫
મણિ માગો શું લજ્જા પરહરી, સુરજ સેવ્યા છે મેં અતિ શ્રમ કરી;
એવું કહી આવ્યો નિજ ધામ, મણિ પધરાવ્યો પૂજાને ઠામ.

---

૨ હાલના દશ શેરની એક તુલા ને એવી ૨૦ તુલાનો એક ભાર એવું વજન ગણાતું હતું.

૩ વિખ્યાત.

વલણ.

પૂજા ઠામ પધરાવિયો, મણિ શ્રીમાંકત જેનું નામરે; ૧૬
પછી આગળ કથા કેમ થઇ, તે કહે જન દયારામરે.

ઢાળ.

શુકદેવ વાણી ઓચર્યા, તમે સાંભળો પરીક્ષિત રાય.
એ જાંબુવંતી શી રીતે પરણ્યા, હું તેનો કહું મહિમાય; ૧
ભ્રાત સત્રાજીત તણો, તેનું પ્રસેન એવું નામ;
તે વંન ગયો મણિ ધરી કંઠે, તુરી ચઢી મૃગયા રમવાને કામ. ૨

---

## બીજું રજું.

રાગ ધોળ.

રમતાં સિંહ મળ્યો એક વાટેરે, અશ્વ સહિત હણ્યો મણિ માટેરે;
મણિ લઇ સિંહ ત્યાંથી ચાલ્યોરે, તેને જાંબુવાને આવી ઝાલ્યોરે. ૧
રીંછરાજે હણ્યો સિંહ ઠામેરે, મણિ લેઇ ગયો નિજ ધામેરે;
કન્યા જાંબુવંતી હતી ઘરમાંરે, આપ્યો રમવા મણિ તેના કરમાંરે. ૨
એ કથા રહી એણે ઠામરે, કહું નિપન્યું જેમ એને ધામરે;
ઘેર આવ્યો નહીં જ્યારે ભ્રાતરે, સત્રાજીતે ઉરાડી છે વાતરે. ૩
મરાવ્યો કૃષ્ણે માહારો ભાઇરે, મણિ લીધો એવા અન્યાઇરે;
એવું કલંક ચોટયું જુઠું હરિનેરે, સહુકો વાત કરે ફરી ફરીનેરે. ૪
કૃષ્ણ કહે સાંભળો સહુ જનરે, નિશ્ચે કરિયે ચાલો સહુ વનરે
સરવે ચાલ્યા જોતા તુરી ચર્ણરે, આગળ દીઠા પામ્યા બેહુ મર્ણરે. ૫

ડંખ દીઠા વ્યાઘ્રના અંગેરે, દાખ્યા કૃષ્ણે હતા જે કો સંગેરે;
ત્યાંથી ચાલ્યા વ્યાઘ્રપદપૃષ્ટેરે, વ્યાઘ્ર પ્રાણરહિત પડયો દૃષ્ટેરે. ૬
ત્યાંથી રીંછનાં પગલાં દીઠાંરે, તેતો ગિરિની ગુફામાંહે પેઠાંરે;
ત્યાંથી અટક્યા સરવે ભય પામીરે, પેઠા કંદરામાં અંતરજામીરે. ૭
જાંબુવંતીને દીધું દરસંનરે, મણિ લેતાં કીધું છે રૂદંનરે;
એટલે જાંબુવાન આવ્યો ધાઇરે, જુદ્ધ કીધું સંગે જદુરાઈરે. ૮
મુષ્ટિ પ્રહારે વઢયા બેઉ બળિયારે, સત્તાવીશ દિવસ વીતી વળિયારે;
જાંબુવાન થયો ગતિભંગરે, હરિને પ્રહારે ચૂર્ણ થયું અંગરે. ૯
સાંભર્યું વચન કહ્યું'તું રઘુનાથેરે, કૃષ્ણ થઇ વઢીશું તુજ સાથેરે,
તે સંભારી લજ્જા મન પામ્યુંરે, કીધું સ્તવન ચરણે શીર નામ્યુંરે. ૧૦
જ્ઞાની પામ્યો થયો ઘણો અન્યારે, માટે પરણાવી પોતાની કન્યારે;
જાંબુવંતીકર હરિકર થાપ્યોરે, સસરે મણિ પેહેરામણીમાં આપ્યોરે. ૧૧
સજોડે આવ્યાં શ્યામસદંનરે, જોઇ હરખ પામ્યાં સહુ જંનરે;
સત્રાજીત સભામાં તેડી લીધોરે, જોતાં સર્વ મણિ કર દીધોરે. ૧૨
વીતી વાત તેતે સરવે જાણીરે, સભામાંથી ઉઠયો લજ્જા આણીરે;
પસ્તાતો આવ્યો પોતાને ઘેરરે, કીધું સમ્રથ સાથે વેરરે. ૧૩

વલણ.

સમર્થ સાથે વેર કીધું ને, કરવો તે કોણ ઉપાય;
પ્રભુ રોશ મૂકી પ્રસંન મુજપર, કોણ રીતે થાય. ૧૪
જો સંબંધ જોડું સાંકડો તો, જાય મનનું ઝેર;
પુત્રી પરણાવું પ્રેમથી તો, જમાત્ર થઇ આવે ઘેર. ૧૫

સર્વ લગ્નને દહાડે કારજ કરવું તે કીધું, એટલે વરઘોડાની વેળા થઇજી;
ખાનપાન કરીને જાન સજ થઇ છે, સર્વે શોભા ન જાય મુખે કહીજી.

## વલણ.

મુખે શોભા શી વરણવું, રચના રચી છે અપારરે.
જન દયો કહે ગુરૂ કૃપાથી, કાંઇએક કરૂંરે ઉચ્ચારરે.
આનંદ મનમાં ઉપજ્યોરે, સમર્યા શ્રી રણછોડ;
વરઘોડો વહાલા તણો, મુને ગાવાનો ઘણો કોડ.

## ધોળ.

વ્યાસનંદન વાણી એમ ઉચ્ચર્યા, સાંભળ પરીક્ષત ભૂપ;
જાદવપતિની જાનમાંરે, શોભા વાધી છે અતિરે અનુપ;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક વૈભવ વિઠ્ઠલેશનો.
વાને ઘાલીને વરરાયનેરે, પીઠી ચોળી કરાવ્યું સ્નાન;
અંગવસ્ત્ર ધરી પીતાંબર પેહેરિયાંરે, કરે માનુની મંગળ ગાન;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો.
કંઠે વિરાજે સુવર્ણ સાંકળી, મોટી મુક્તાફળનીરે માળ;
હરિને હાથે કનક કડાં સાંકળાંરે, કટીમેખળા શોભે વિશાળ;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો.
કાને કુંડળ શોભે વારૂ વેળિયૂં, કેસર અરચા કીધી છે ભાળે સાર;
હરિને બાંહે બાજુબંધ બેરખારે, ચરણે નેપૂરનો ઝણકાર;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવવિઠ્ઠલેશનો.

નખ શીખ આભ્રણ પેહેરિયાં, ઉપર ઓઢી અનોપમ શાલ;
ખુંપ ઘાલીને આંજી આંખડીરે, કાજળ ટબકું કીધું છે ગાલ;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો.

મીંઢળ બાંધ્યું કર દક્ષિણેરે, ગોત્રજને લગાડયા પાય;
પાન મુદ્રા શ્રીફળ થકીરે, પોસ ભરાવી જાદવરાય;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો.

પુષ્પમાળા ગજરાં બેહેરખાં, ચારૂ મોજડી પેહેરી છે ચર્ણ;
બેહેની સજોડે લૂણ વાળવારે, અશ્વે ચઢીયા છે અશરણશર્ણ;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો.

વાગ ગ્રહી કુંતાજી રહ્યાંરે, ત્યાં વીરે મનાવ્યું મંન;
મોહોડ બાંધ્યો છે માતા દેવકીરે, રમણ દીવો ગ્રહ્યો થઈ પ્રસંન;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો.

ચાલે સરવે ચતુરાઇથીરે, વરની સાથે સાબેલાની હાર;
હસ્તી ઘોડા કો રથ પાલખી, રે આગળ ભૂપતિ ચાલે અપાર;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો

પોતપોતાના બનાવથી ચાલે, સર્વે કો જેમ જેતું મંન;
શિવબ્રહ્માદિક વૃદ્ધ ચાલ્યા હળીમળીરે, પ્હેરી ઓઢીને પ્રસંન વદંન;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો.

કોતલ અશ્વ ગજ ચાલે ઘણા, અળગારે ચાલે અસવાર,
મંગળ ગાન પૂઠે માનનીરે, નહિં પાયદળ જનનો પાર;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો.

ગુણીજન ગાન કરે ઘણું, કરે અપ્સરા વળી વળી નૃત્ય,
વાજીંત્ર વાજે વિધવિધતણાંરે, ઉંટે નોબત ગડગડે અત્ય;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો.
આતસબાજી ઉડે ઘણી, ફરકે ધ્વજા પતાકા વિશાળ;
પ્રગટ કીધી છે કોટી દીપિકારે, સૌકો દીસતાં ઝાકઝમાળ,
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો.
ત્રિલોક સુંદર નાથનેરે, શોભા સહિત જુએ છે સહુ લોક,
ચકિત થયું છે સહુકો દેખતાંરે, જોવા ઉભાં છે થોકાથોક;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો.
વાજંતે ગાજંતે આવિયા, સહુકો જાનીવાસાને ઠામ,
મામે ઉતાર્યા કેડે લઇરે, વરઘોડેથી સુંદરસ્યામ;
વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓરે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો.

## વલણ.

સુંદર સ્યામ પધરાવિયા; બેસાડયા શુભ આસંનરે,
વરરાજાને વીંટીવળીને, બેઠું સરવ સ્વજંનરે.

## ઢાળ.

શુકદેવ કહે સુણો પરિક્ષતરાય, દેવજ લેઇ દારા કન્યાને ઘેર જાય;
દેવજ આપી વળી ગીત ગાતીરે નારી, કન્યાની માયે કરી કલુવાની તૈયારી.
વાજંતે ગાજંતે આવ્યા જાનીરે વાસે, મોડ મુકયો લાડકડીની માતે;
પીરસે કલુવો વરરાજાની સાળીજી પ્રીતે, જમો જમોરે જમાઇડા ગોરી
ગાય ગીતે.

ચંપકળી ચીનમાળા અરીશા માદળિયાં, મુકતામાળ ઓપે ઉર સોના સાંકળિયાં.
નાજુક હસ્તમાં શોભે સુવર્ણ મઢયો ચૂડો, મનઘટ જવ ને બાજોઠે દીસે કર રૂડો.
કંકણુ ચૂડી કનક વાંકાં વાંકડવેલાં, હેમમાંહે તે આભ્રણુ અતિ શોભેલાં;
કેસરીના સરખી કન્યાનીરે કટી, કટીમેખળા શોભે હીરાનીરે જટી.
અણવટ વિછુવા તે સારૂરે ઠમકે, નેપૂરકેરી ઘચુંમલ ઘુઘરી ઘમકે;
પગની પાનીસુધી પેહેર્યું પાનેતર સારૂં, ભગની લુણુ ઓવારે શોભા સહુ ચારૂ.

અંગોઅંગ મધુરતાનો પાર નથીરે, ન કહે કોઇ નખ શિખ શોભા કથીરે;
કવિ કહે શું કહું મુજમાં મતિ થોડી, સત્યભામા શ્રીકૃષ્ણુ ભલે મળી જોડી.

વલણ.

જોડું ભાવે જકતને વળી, સહુકો દે આશીશરે;
ચિરંજીવ સદા સુખી રહોરે, સજોડે જુગદીશરે. ૧૭

ધોળ.

શુકજી કહે સૂણ રાયરે, લગન શી રીતે થાયરે;
દૂધે ધોયા પાય, એ વર કન્યા તણારે. ૧
સ્વસ્તિવાચન કીધૂં રે, અંતરપટ દીધુંરે;
સરવે કારજ સીધ્યૂં, કાંઇ ન રહી મણારે. ૨
મંગલગાનજ ગાતાંરે, મંગળાષ્ટક ભણાતાંરે;
લગનઘડી ત્યાં શુભ, હસ્તમેળાપક થયારે. ૩

પિતા સત્રાજીતેરે, વેદ શાસ્ત્રની રીતેરે;
કન્યાદાન દીધું, તનતાપ ગયારે. ૪
અંતરપટ પાછું લીધુંરે, નેત્રે કાજળ કીધુંરે;
પાલવગાંઠણુ કીધું, કાળી કંઠી ધરીરે. ૫
તંબોળ ચરવણુ કરિયાંરે, મંગળ ફેરા ફરિયાંરે,
સરવે કારજ સરિયાં, વર પામ્યા હરિરે. ૬
ઊઠયાં બેહુ પરણીરે, શોભા ન જાય વરણીરે;
કોણ જન્મની કરણી તે, આવી ફળીરે. ૭
ચાર ચતુરા બોલાવીરે, હરખ ધરીને આવીરે;
જુગતે જોડું વધાવીને, પાછી ફરીરે. ૮
પેઠાં મંદિરમાંહેરે, નમિયાં ગોત્રજ જાંહેરે;
વૃદ્ધ હુતા તે સહુ નીરખી તે, દુઃખ વામિયાંરે. ૯
વર કન્યા સજોડે સહુરે; જાંનીવાસે આવ્યાંરે;
વામાએ વધાવ્યાં, લાડકડી પીહેર પોતિયાંરે. ૧૦
વેહેવાણ વેહેવાણો મળીરે, હળિમળી સોહેણાં લીધાંરે;
કંકુએ પીળ્યા કપોળ, વીનોદશુંરે. ૧૧
ત્રણ દિવસ મન ભાવ્યાંરે, ભોજન કરાવ્યાંરે;
જે કો જાન અવાસ ઉતરે, પ્રમોદશુંરે. ૧૨
મુહૂર્ત્ત જોઇ શુભ સારરે,વર કન્યા ભુકતે કંસારરે;
હરખ ત્યાંહાં થયો, અપાર છેરે. ૧૩
પીરસે સાસુજીરે, સતભામા કરેરે;
કોળિયો લઇ, કંથને જમાડેછેરે. ૧૪
હરિ હઠ કરી પાછી લઇને, આરોગ્યા પ્રભુરે;
હરિ જમાડે હરિવદનીરે, જમે નહીં હઠ લઇ બેઠાંરે.

ચોથણું અરીસો લેઇ, પોતે ત્યાં આરોગીયાંરે; ૧૫
દંપતી મુખડું ધોતાંરે, સાસુપાલવ લ્હોતાંરે,
તાંબુલ ચાવે જોતાં, બે સંજોગીયાંરે. ૧૬
તે ચાવી તંબોળ રે, રંગ છાંટે રાતો ચોળરે,
પરસ્પર કલ્લોલ, રંગ ભીંજીયાંરે; ૧૭
પરસ્પર પીક છાંટેરે, રંગ રાતો ચોળરે.
પીતાંબર પાનેતર બંધે, રંગે ભીજીયાંરે; ૧૮
બંન્યો રૂપે સરખાંરે, સોજન દેખી હરખ્યાંરે.
તેહ સમે કો નિરખ્યાંરે, ભાળ્યાં ભાગ્ય તેહનાંરે. ૧૯
સગાં સંબધી હરતાંરે, ચાંલ્લો સૌકો કરતાંરે;
કર મુદ્રાઓ ધરતાં, બેઉને સગપણ રીતે રે. ૨૦
ભગીનીના ન હોયરે, કાકા મામા સોયેરે;
મળ્યા વિવેક જોઈ, વાસુદેવ સત્રાજીતેરે. ૨૧
પરણી ઉઠયાં જ્યારેરે, મળીયા સૌને ત્યારેરે
કીધો વિવેક વધારે, વેવાઇ સત્રાજીતેરે. ૨૨
સત્રાજીત વસુદેવરે, મળીને બેઠા સંગેરે.
નિર્વિઘ્ને વિવાહ થયો, રહ્યો સૌનો રંગેરે, ૨૩

## વલણ.

સત્રાજીત વસુદેવ પ્રત્યે, બોલ્યા વિનય વચંનરે.
ગૌરવભોજનનું નિમંત્રણ છે, સહિત સર્વ સ્વજંનરે; ૨૪
હેવું સુણી વસુદેવ વદિયા, ઘણી રૂડી વાતરે.
તમો શિઘ્રે કરો મન મનોરથ, જશ વાધે વિખ્યાતરે. ૨૫

## ગૌરવનું ધોળ.

સદન સત્રાજીતને સોહેલોરે, શુભગ ગૌરવ નોતર્યું ઘેર;
વિનય વિવેકે કાહાવ્યૂં વસુદેવનેરે, આજ કરજો અમ પર મેહેર. સદન. ટેક.
આદ્ય શ્રીકૃષ્ણ સહોદર સાથશું રે, સખા સુહૃદ કુટુંબ પરિવાર;
પ્રાહાણા પડોશી સ્નેહી સંગે લાવજોરે, સંબંધી આદે સંરવે વ્હેવાર. સદન. ૧
તે સહુ સમેત સુખથી પધારવૂં રે, પાવન કરવા અમારૂં ધામ;
વિપ્રનીસાથે નિમંત્રણ એમ કહાવિયૂંરે, વ્હેવાઇયે કરીને પરણામ. સદન. ૨
વાજંતે ગાજંતે વસુદેવ સંચર્યારે, પ્રભુ આદ્યે લેઇ સહુ સાથ;
આદર સહિત ઉઠીને આસન આપીયાંરે, સત્રાજીતે જોડી જુગ હાથ. સદન. ૩
મંજન અર્થે તાતાં જળ સર્વનેરે, સમોવણ બીજાં શીતળ નીર;
અંગેફુલેલ મર્દન પરિકર કરેરે, નાહ્યા પ્રથમ તો શ્રી જદુવીર. સદન. ૪
કરી અંગવસ્ત્ર અનુપમ અંગ શું રે, પીતાંબર પેહેર્યું દેવ મોરાર;
કેસરી તિલક કીધું ભાળે શોભતું રે, છબીઉપર જાઉં બલિહાર. સદન ૫
એજ રીતે સ્નાન કીધાં સો જણેરે, બેઠા પંગતે શોભા અપાર;
વરનું સુખાસન માંડ્યૂં મધ્ય હારમાંરે, બિરાજ્યા વસુદેવ કુમાર. સદન. ૬
આસપાસ બેઠી જાન જાદવતણીરે, બિરાજ્યા વચમાં યાદવેંદ્ર;
તે સમે શ્રીકૃષ્ણ એ વિધે શોભતારે, જેમ તારામંડળ મધ્યે ચંદ્ર. સદન. ૭
નખ શિખ આભ્રણ હરી આદ્યે સર્વનેરે, શોભા શી કહું છે નહિ પાર;
ઉગ્રસેનાદિક સર્વે બેઠૂં સુખમાંરે, વિવેકે જેને જયમ અધિકાર. સદન. ૮
એજ રીતે બેઠું મંડળ મહિલા તણુંરે, વસ્ત્રાભૂપણ ઝાકઝમાળ;
સાંતરૂં થઇને ભોજને બેઠું સહૂરે, સ્ત્રી પુરૂપ વૃદ્ધ યૌવન બાળ. સદન. ૯
ચોકી ચારૂ એક શ્રીવરરાજનેરે, પ્રીતે મુકયા છે પ્રીસણહાર;
કનકનો થાળ મોટોમણિએ જડયોરે, તેહેની સંગે વાટકડા બે ચાર. સદન.૧૦

## બારમાસ-ગરબી.

શ્રીગુરૂ ગોવિંદનેરે, પાયે લાગું પૂરો આશ;
પ્રેમ પરિતાપનેરે, વચને ગાશું બારેમાસ. ૧
કહે સખી કયમ કરૂંરે, કારતકમાસે મૂકી કંથ;
કાંઇ સૂઝે નહીરે, નિશદિન જોઉં પ્રભુજીનો પંથ. ૨
માગશરે મ્હારૂં રે, મન મોહન મળવા અકળાય,
હાંકયાં ધીકિયેરે, કોઇને પીડા નવ કહેવાય. ૩
પોષે પ્રભુ વિનારે, માહારે મુખડે પડીયા શોષ;
હું સમજું નહીરે, મૂકી શા દીઠા મુજ દોષ. ૪
માહે મહા મોટુંરે, માહારે મન વ્યાપ્યું વ્રેહ દુઃખ;
તાતાં તેલમાંરે, જયમ જળ ત્યમ પ્રભુ પાખે સુખ. ૫
ફાગણ ફૂલિયાંરે, કેસુ ઉડે અબિલ ગુલાલ;
ઉલટું અંગ બળેરે, જોઇને વિના શ્રીગિરધરલાલ. ૬
ચૈત્રે ચિત્તહુંરે, ચોહોટયું ચરણ શ્રીગોકુળરાય;
પ્રેમ જડિયે જડયુંરે. નહિ ઉખડે એ કોઇ ઉપાય. ૭
વૈશાખે સુનેરે, વ્રજપુર લાગે વસતું વંન;
શેહેર સરીખડુંરે, વન લાગે હોય જુગજીવંન. ૮
જયેષ્ટે ઝાળ પડીરે, તાપે તલખેછે સહુ કોય;
સુજ વ્રેહતાપનોરે, કોટીમો એ અંશ ન હોય. ૯
આશ અશાડનીરે, હતી પણ નાવ્યા અવિનાશ;
સહુ પ્રેમદાતણારે, પિયુ ઘેર આવ્યા ચાતુર્માસ. ૧૦
શ્રાવણ સરવડેરે, વરસે વૃક્ષે વળગી વેલ;
રસિયે વ્હાલમેરે, ત્રોડી બાળપણામાં બેલ. ૧૧

પુરૂષોત્તમ માસેરે, પુરૂષોત્તમ ભજ્યાનો ભાવ;
ક્યાંહાંથી ક્હાડિયેરે, તે તો શોકલડી લે લ્હાવ. ૧૨
ભાદરવો ભલોરે, વરસે બોલે ચાત્રક મોર;
નંદકુંવર વિનારે, લાગે બાણસરીખા સોર. ૧૩
આસો માસમાંરે, આવ્યો દિવાળીનો દિન;
પ્રભુજી પધારીયારે, સુણ સખી આનંદ ઉલટયો મન. ૧૪
પીડા પ્રીતનીરે, વરણી ગયા તેરે માસ;
દાસદયા તણીરે, દર્શન દઇ પ્રભુ પૂરો આશ. ૧૫

---

## પદ રાગરામગ્રી.

મોહોલે પધારો માહારા રાજ, માણીગર મોહોલે પધારો;
વાહાલ વધારો વ્રજરાજ, માણીગર મોહોલે પધારો. ટેક.
કરી રાખી છે એકઠી, ઘણા દિવસની ગોઠ;
રાજ મળે તો કીજીયે, આવી રહી છે માહારે હોઠ. માણીગર૦ ૧
હું પણ દાસી રાવરી, બાંહ્યગ્રહ્યાની લાજ;
જોબન લ્હેરે જાય છે, માણોને માહારા રાજ. માણીગર૦ ૨
હું સરખી બહુ આપને, માહારે તો એક આપ;
રેહેવાતું નથી રાજવણ, કોને કહું પરિતાપ. માણીગર૦ ૩
સેજ સમારી ફૂલડે, આનંદ ઉર ન માય;
પ્રાણજીવન ત્યાંહાં પોહોડશો, હું તો તળાંશીશ પાય. માણીગર૦ ૪
પ્રીતમ દાસ દયાતણા, શ્રી વ્રજરાજ કુમાર;
ઘણા દિવસની હોંસ છે, પૂરો પ્રાણઆધાર. માણીગર૦ ૫

---

## પદ-રાગરામગ્રી.

લોચન મનનોરે, કે ઝગ   ાચન મનનો;
રસિયા તે જનનોરે, કે ઝગડો લોચન મનનો. ટેક.
પ્રીત પ્રથમ કોણે કરી, નંદકુંવરની સાથ;
મન કહે લોચન તેં કરી, લોચન કહે તારે હાથ. ઝગડો લોચન ૧
નટવર નિરખ્યા નેન તેં, સુખ આવ્યું તુજ ભાગ.
પછી બંધાવ્યું મુજને, લગન લગાડી આગ. ઝગડો લોચન ૨
સુણ ચક્ષુ હૂં પાંગળું, તું માહારૂં વાહન;
નિગમ અગમ કયહું સાંભળ્યું, દીઠાવિના ગયું મન. ઝગડો લોચન ૩
ભલું કરાવ્યો મેં તને, સુંદરવર સંજોગ;
મને તજી તું નિત મ , હું રહું દુઃખ વિજોગ. ઝગડો લોચન ૪
વનમાં વ્હાલાજી કને, હું વસુંછું સુણ્ય નેન;
પણ તુજને નવ મેળવ્યે, હું નવ ભોગવું ચેન. ઝગડો લોચન ૫
મ્હેન નથી મન કયમ તને, ભેટે શ્યામશરીર;
દુઃખ માહારૂં જાણે જગત, રાત્રદિવસ વહે નીર. ઝગડો લોચન ૬
મન કહે ધીકું હૃદે, ધૂમ્ર પ્રગટ ત્યાં હોય;
તે તુજને લાગે રે નયન, તેહથકી તું રોય. ઝગડો લોચન ૭
એ બેહુ આવ્યાં બુદ્ધિ કને, તેણે ચુકવ્યો ન્યાય;
મન લોચનનો પ્રાણ તું, લોચન તું મનકાય. ઝગડો લોચન ૮
સુખથી સુખ દુઃખ દુઃખથી, મન લોચન એ રીત;
દયા પ્રીતમ શ્રીકૃષ્ણશું, બેહૂ વડેથી પ્રીત. ઝગડો લોચન ૯

## પદ-રાગ સારંગ.

મધુવત કેહેજોરે મોહનને એટલું, સુણ્યું તે દિવસનો હરખ ન માય;
ભાગ્ય મોટું કન્યા પામ્યા કંસની કીંકરી, પૂર્વ પુણ્યવિના એવું કોને
નવ થાય. મધુ. ૧
રે મથુરાનાં વાસી સહુ કુબજાનાં સગાં, કિંકરીનું કુળ મ્હોટું કહેવાય;
પરણ્યાં પેહેલાં ધોબીયે પેહેરાવી પહેરામણી, દરજી માળી કુલ્યા તે
સંબંધી એના થાય. મધુ ૨
એનું મન માન્યું ત્યાં તો વેદવિધિ થઈ, રે સાસરિયે પધાર્યારે સુંદરસ્યામ;
ઉદ્ધવજી અણવરીયું થઇ પૂઠેરે ગયા, રસિયાજી રીઝયા જોઇ રૂપનું
ધામ. મધુ. ૩
એ શું વહાલેરે હમને ન લખી કંકોતરી, રે ભલું એક ગામ વસ્યાનો
વહેવાર;
દયાપ્રભુને કરવો ઘટે હમારે ચાંદલોરે, તે મોકલવાને પ્રાણ કર્યા છે તૈયાર.
મધુ. ૪

---

## પદ-રાગ-સારંગ

ઉધવજી વિચારોરે અંતર આપણે, વણ સમજે શી દેવીરે શીખ,
જોવા કરકંકણ જોઇયે શીદ આરસી; હોય વિચાર તો પાસે પરીખ.
ઓ૦ ટે.
તમારો તો હરિ વ્યાપક સર્વત્ર છે, ત્યારે કોહો અધિક ને ઓછા કયાંહ;
નિત ઉઠી જાઉંછું જાઉંછું શીદ કરી રહ્યા, એવડું શું ડાટયું છે
મધુપુરીમાંહ ૧૦ ઉ

ભ્રમરછે લોભી ગંધ કમળ ને કેતકી, દુરથકી લાવે છે સુગંધી અહી વાય;
તેટલેથી હૃદય રંજન ન થાતું હોય તો, શિદને ઘેરાય શીદ કંટકમાં
જાય. ઉ૦ ૨
દશે દિશા દિશે ઉદ્યોત ઇંદુતણો છું પણ જ્યાં લગી અભ્રને ઓથે ચંદ;
સાગર કુમોદાદિક ફુલે તો ફુલજો, પણ ચિત્ત ચકોરને ન ઉપજે આનંદ
ઓ૦ ૩
વિચારો તો મનને સેહેજ રસ રૂપની, કોણ જાણે વદન વપુને શું વેર;
વ્યાપકની સાથે કરી કહો કોણે વાતડી; વાતડી વિના તે શી સુખની લ્હેર.
ઊ૦ ૪
ત્યાર લગી દયાના પ્રીતમ નથી ઓળખ્યા, જ્યારલગી સત્ય નથી સાકાર;
રૂપરસ પ્રેમનીપાડા તે ત્યારે પ્રીછશો, અનુભવ થાશે ઓધવ કોઇવાર.
ઉ૦ ૫



શેં ન કરી મુને મુરખ થાત નહિં, નંદકુંવરજીસું નેહ. કાળજ૦ ૩
ક્યાંહાં જઇયે સખી કોણને કહિયે, ને કરિયે કવણ ઉપાય;
પાયે પડું કોઈ એવું કરેરે, વ્હાલાજીનો વિજોગ ન થાય. કાળજ૦ ૪
અરે વૃદ્ધ ગોપ કોઇ કેમ નથી વારતા, મૂઢ સરવંકો અજાણ;
અરે વિધાતા વિઘન પાડ હેવું, વિયુજી ના કરેરે પ્રયાણ. કાળજ૦ ૫
ચાલો સખી મરજાદારે મૂકી, રોકીએ રસિયો રાય;
તેથી ન માને તો પડો ચક્ર વચ્ચે, સારીને જાય તો જાય. કાળજ૦ ૬
પ્રેમે પીડાતી ને મન અભિલાષી, વ્રજલલના વ્રજભૂપ;
પરિરંભણ કરતાં સહુ પ્યારીને, હૃદે રોપ્યું નિજ રૂપ. કાળજ૦ ૭
હરિરથધ્વજરજ પણ રહી ઉડતી, ધરણી ઢળી સ્ત્રીજન;
દયાપ્રીતમ શ્રી ગોવરધનધર, દીધું સદ્દગ હૃદે દરશન. કાળજ૦ ૮

---

## પદ—રાગ સોરઠ.

કામણ દીસે છે અલબેલા તારી આંખમારે;
ભોળું ભાખ મારે, કામણ દીસે છે અલબેલા૦ ટેક૦
મંદ હસીને ચિતડું ચોર્યું, કુટિલ કટાક્ષે કાળજ કોર્યું;
અદપડિયાળી આંખે ઝીણું ઝાંખ મા રે; ભોળું ભાખ૦ કા૦ ૧
નખશિખરૂપ ઘણું રઢિયાળું, લટકું સઘળું કામણગાળું;
છાનાં ખંજન રાખે પંકજ પાંખમાં રે; ભોળું ભાખ૦ કા૦ ૨
વ્હાલભરી રસવરણી વાણી, તારુણીનું મન લેજે તાણી;
ભૃગુટીમાં મટકાવી મુરકી નાખ મા રે; ભોળું ભાખ૦ કા૦ ૩
દયા પ્રીતમ નિરખે જે થાયે, તે મેં મુખડે નવ કહેવાયે;
આ વિનતિ આતુરતા આવડી સાંખ મા રે; ભોળું ભાખ૦ કા૦ ૪

---

## પદ–રાગ સોરઠ.

તેં તો ઘટઘટમાં ઘર કીધું, વાલમ વરણાગીયારે,
કાળજ કોરાણું કંદ્રપનાં શર વાગિયારે; તેં તો ઘટઘટ૦ ટેક.
રોમરોમ રસિયો તું વસિયો, ભવવૈભવ સેજે તું ખસિયો.
વિરહના અંગારા અંગે જાગિયા રે, તેં તો ઘટઘટ૦ ૧
માત પિતા મૈયર સંતાપે, સાસરિયાં અતિ આરત આપે;
દુરિજન દુશમન સહુકો પુઠે લાગિયારે; તેં તો ઘટઘટ૦ ૨
કહાન કટાક્ષ કરી તું ભાળે, તેમાંનું કંઇ નહિ હસિ રાળે;
તે સાચું સમજી પીડે લોક અભાગિયારે; તેં તો ઘટઘટ૦ ૩
દયાપ્રીતમ પ્રીત કરી ન ફાવી, વણ વેપારે જોખમ આવી;
કહ્યું ના માને પ્રાણ થયા અનુરાગીયારે; તેં તો ઘટઘટ૦ ૪

---

## પદ–રાગ સોરઠ.

રૂડા દીસોછો રાજેશ્વર મંદિર આવતારે, રૂડા દીસોછો૦
જરકસી જામો સુંદર પ્હેરી, માથે બાંધી પાઘ સુનેરી,
રૂડો રેંટો હોડી મન લલચાવતારે, રૂડા દીસોછો૦ ૧
હૈયે હાર ગલાણી કોરે, ચિતડું રોકી રાખ્યું ચોરે,
ગજરા કાજૂ બાજૂ મુજ મન ભાવતારે, રૂડા દીસોછો૦ ૨
કનકછડી સુંદર કર લઇને, ગજગતિ ચાલે હળવા રહીને,
ચિતડું ચોરી મીઠું મીઠું ગાવતારે, રૂડા દીસોછો૦ ૩
દયાપ્રીતમનો નાથ વિહારી, જાઉં તુજ વદનકમળપર વારી,
હેતેશું બોલાવી તાપ સમાવતારે. રૂડા દીસોછો૦ ૪

---

## પદ-રાગ કાફી.

રૂપાળી રાધા તારૂં તનરે, સેહેજે તે સુંદરતાનું ભર્યું છે. રૂપાળી રાધા૦ ટેક
વિના અંજન દીસે આંખડલી આંજીરે, સલુણી શ્યામા;
રંગ્યાવના રક્ત દશન વસનરે, બળબિંબ સુધા માનનું ભર્યું છે. રૂપાળી. ૧
વિના સુગંધ મ્હેકે શ્રીઅંગ ત્હારૂંરે, સલુણી શ્યામા;
વિના સકળ ગુણ રૂપ નિધાનરે, અનુપમ્ય કાંઇ ચિતડુ હર્યું છે. રૂપાળી. ૨
વિના અંગરંગ દીસે કનક લતા શુંરે, સલુણી શ્યામા;
વિના મહાવર ચરણ અરૂણરે, બિંદુ કપાળે અજબ કર્યું છે. રૂપાળી. ૩
દયાનો પ્રીતમ પ્યારો વિશ્વનું મોહનરે, સલુણી શ્યામા;
તે મોહ્યો સોહ્યો મદનગોપાળરે, લઇ કરીને મનડું હર્યું છે. રૂપાળી. ૪

---

## પદ-રાગ કાફી.

કાનુડો કામણગાળોરે, સાહેલી આ તો કાનુડો કામણગાળો. ટેક.
કાનુડો કામણગાળો, રસભર્યો ને રૂપાળો;
આ શું આંખડલીનો ચાળોરે, સાહેલી આ તો કાનુડો. ૧
રંગ રાનો મદમાતો, વાંસલડીમાં ગીત ગાતો;
નેણાંશું કરે છે વાતોરે; સાહેલી આ તો કાનુડો. ૨
ભરવા હું ગઇતી પાણી, પ્રેમ પીડા ભરી આણી;
ઘેલી થઇ હું આવી શાણીરે, સાહેલી આ તો કાનુડો. ૩
તેં કહ્યું તે મેં ના માન્યું, આજે મારી જાતે નાણ્યું;
આવડું મેં નોતું જાણ્યું રે, સાહેલી આ તો કાનુડો. ૪
બેની તાહારે પાયે લાગું, વ્હાલાવિના ઘેલું લાગ્યું,
દયાનો પ્રીતમ માગુંરે, સાહેલી આ તો કાનુડો. ૫

---

## પદ-રાગ કાલંગડો

સખી હું તો જાણુતી જે સુખ હશે સ્નેહમાં. સખી હું તો૦ ટેક.
હું તે શું જાણું જે પ્રાણ પરવશ પડશે,
અગ્નિ ઉઠશે આખી દેહમાં- સખી૦ ૧
પીડા પામે રે પરો થવો નવ ભાવે,
જાદુડો એવો જે કાંઇ એહમાં- સખી૦ ૨
રૂપ ને ગુણ સહુ તે તેમાં દેખે,
મન માન્યું જેનું જેહમાં- સખી૦ ૩
સ્વાધીનને પરાધીન કરી નાખે,
નેહ વિના એહ બળ કેહ માં- સખી૦ ૪
હું દુખી અહાંને વ્હાલો વિકળ ત્યહાં છે,
સુખી ના મળે કોઇ એહમાં- સખી૦ ૫
દયાનો પ્રીતમ સદા સમીપ વસે તો,
બીજી રહું આનંદ મેહમાં- સખી૦ ૬

---

## પદ-રાગ કાલિંગડો

શંક મારી રાધાને દગો એણે દીધો રે, શંક૦ ટેક
ફાંદામાં નાખીને એણે ફાંસીરે દીધી,
પારધીની પેરે મારીને જીવ લીધોરે. શંક૦ ૧

મંદ હસીને વહાલે વંક વિલોકી,
પ્રાણ પ્યારીજીનો પોતાને વશ કીધોરે. રાંક૦ ૨
બળતી બોલું છું પણ એહનું રાધા લોચન,
આણ ભવોભવ કાળજડું વિંધોરે. રાંક૦ ૩
દયાના પ્રીતમ એહવા તે એહવા રેહજોરે,
કપટ કરીને એને પ્રેમ રસ પીધોરે; રાંક૦ ૪

---

## પદ—રાગ સોરઠ.

રંગ ભર્યો આવ સલૂણા છેલ,
પ્રીતે પધરાવું મ્હારે મેહેલ. ટેક.
એક તુંને આપું અનુપમ વસ્ત,
નથી જેની ઉપર કોઇનો દસ્ત,
તે ચાખે તું ચતુર થાશ મદમસ્ત. રંગભર્યો આવ ૧
જેથકી તું અજીત તોયે જીતાશ,
આતમારામ પણ મારે વશ થાશ;
એવો મીઠો અદ્ભુતરસ તુંને પાશ. રંગભર્યો આવ. ૨
નથી દીઠો જ્ઞાની વેરાગી મુનિ જોગી,
સરવ કોઇ એ રસના છે વિયોગી,
એક તુંજ ભાળ્યો મેં તે રસ ભોગી. રંગભર્યો આવ. ૩
જે પીતાં ન ઓછો રહે એકે અભિલાખ,
ફીકા બીજા લાગશે રસ લાખોલાખ,
તે વેળાનાં સુખમાં મન તારૂં સાખ. રસભર્યો આવ ૪

શંકર સ્વામીનું જોઇ શિષ્યે, શ્વપચના ટુકડા ખાધારે;
સીસું નવ પીવાયું સંગે, થયા બહિર્મુખ બાધા. કૃતિ રી૦
પુત્રીતણી એ પુત્રી કશ્યપ, થઇને પિતામહ વરિયારે;
તેહેનો દોષ આપણે ના જોવો, તે ઘર હરિ અવતરિયા. કૃતિ રી૦
જવનીરાખી જગન્નાથ પંડિતે, તે તો સહજ બની આવેરે:
બાવન સીઢી ગંગા ચઢાવી, તે તો વેવલાં વિણાવે. કૃતિ રી૦
મેહેતે અનામિકને ઘેર ઓચ્છવ, કીધો તે નવ જોઇએરે;
હરિયે હાર મેહેતાને આપ્યો, તે વેળા પત ખોઇયે. કૃતિ રી૦
માટે પ્રમાણ વાટે ચાલવું, ભજવા ગિરિવરધારીરે;
મ્હોટાની ગતિ મ્હોટા જાણે, દયા દીનતા સારી. કૃતિ રી૦

---

## ગરબી.

જીવ જાણી લે, જારપ્રીત જુગદીશ વિના નવ સારી;
મન માની લે, પૂછી જો અનુભવી હોય જે નરનારી. જિ૨૦
એમાં ડાહ્યા ઘેલા થઈ જાયે, વણતેડ્યા તે પૂઠળ ધાયે;
ના ગણે જગમાં હાસી થાયે. જીવ જાણી લે૦
તેની લજ્જા સ્વધર્મ સહુ જાયે, તે નફ્ફટ નિર્લજ કહેવાયે;
શું કરે મનમાં બહુ દુઃખ થાયે. જીવ જાણી લે૦
જે પાંચ લોકમાં પંકાયે, જેનું બુદ્ધિબળ કળ્યું નવ જાયે;
તે ગણ સ્નેહીને વશ થાયે. જીવ જાણી લે૦
રહેનું વિકળ ચિત્ત સહુથી થાયે, તેહને વિચારમાં વાહાણાં વાયે;
તે કલેશ કોઇને ના કેહેવાયે. જીવ જાણી લે૦

ઋઈ જાય તેજ યશની હાની, તેની નિંદા કરે સહુ મનમાની;
તોયે ન છુટે પામે ગ્લાની. જીવ જાણી લે૦ ૫
તેહેને ભોજન ના ભાવે ભાણે, તેહેની મનપીડા કોઇ ના જાણે;
તેહેના સર્વકોઇ અવગુણ આણે. જીવ જાણી લે૦ ૬
કોઇ શિક્ષા દે તે શર લાગે, વિખવેણ અમૃત સ્નેહનાં લાગે;
તે જાણે જેને અનુભવ જાગે. જીવ જાણી લે૦ ૭
એવો પ્રેમ જેને પ્રભુશું લાગે, તેહનાં સરવે દુઃખ સેહેજે ભાગે;
દયો કરગરી કૃષ્ણ પાસે માગે. જીવ જાણી લે૦ ૮

---

## ગરબી.

રૂપાળા શ્રીરણછોડ છેજી રાજ, રૂપાળા શ્રીરણછોડ છે. ટેક.
રાત્રદિવસ મન ભમે રસિયામાં, નિરખવાના ઘણા કોડ છેજી; રા૦ રૂ૦ ૧
શ્રીશંકરપણ શિવજીનું સર્વસ્વ, ઉપનિષદોની ચોડ છેજી; રા૦ રૂ૦ ૨
ઉપમા દેવા નથી કોઈ બીજું, એ અલબેલો અજોડ છેજી; રા૦ રૂ૦ ૩
એહને મૂકીને બીજાને ભજે જે, તેહમાં મેરૂ જેવડી ખોડ છેજી રા૦ રૂ૦ ૪
ડાકોરના ઠાકોર નથી વહાલા તે, શ્વાન રાસભની જોડ છેજી; રા૦ રૂ૦ ૫
પ્રગટ સુરજ છે સંસારમાં દયાપ્રભુ, દેખે ના ઓળખે તે ઘોડ છેજી; રા૦ રૂ૦ ૬

## ગરબી.

સહુથી સમરથ રાધાવરનો આશરો,
જેના જનને દુભવી શકે નહીં કોયજો;
જમનું જોર ન ચાલે દોષ કરે કદા,
ક્ષમા કરે કે હરિ ચહાયે તો જોયજો. સ૦ ટે૦
જુઠો હરિનો ભક્ત જક્તમાં થઇ ફરે,
એહવાનું પણ માધવ રાખે માનજો;
બાનું પોતાનું જોઇ પાળે બિરદ તે,
જ્યમ જડ પ્રોહિતને પોખે છે જજમાનજો. સ૦ ૨
બીજા સહુ મોટા પણ હરિના હુકમમાં.
સુર બ્રહ્મા ગણપતિ શક્તિ શિવ શેષજો;
કેશવ કોપે કોઇનું બળ ચાલે નહીં,
એ સહું રૂઠે હરિજન ડરે ન લેશજો. સ૦ ૩
રાવણ હિરણ્યકશિપુ બ્રહ્મ હિમાયતી,
દુરજોધનને પક્ષ હતો બળરામજો;
કોપ્યા કૃષ્ણ તદા સરવે જોતા રહ્યા,
હરિજનનું કોઇ લઇ શક્યું નહીં નામજો. સ૦ ૪
કરણ કુંવર સૂર્યનો અર્જુને મારીયો,
સબળ સુયોધન ભીમે મરણ પમાડયોજો;
હરિ રાખ્યા સુર ગણેશે વિઘ્ન થયું નહીં,
ચિત્રકેતુ સઘ પડ્યો ન અંબા પાડયોજો. સ૦ ૫
માયા કાળતણો ભય કોઇથી ના ટળે,
અભય અચળ કરવા સમરથ નહીં કોયજો;

વિના એક શ્રી ગિરિવરધારી લાલજી,
કોણ શરણ જાતાંમાં સનમુખ જોયજો. સ૦ ૬
સેવા કરતાં અવળું પડે અન્ય દેવને,
બીજું કાંઈયું પળમાં થાય કૃપાસજો;
કોપી કષ્ટ પમાડે તે વળી લાભમાં,
ખરૂ શ્રમથી કાંઇ ફળ આપે હોય નાશજો. સ૦ ૭
શ્રીજી જનના અવગુણ તે પણ ગુણ ગણે,
સહજ કરે શરણાગત આપ સમાનજો;
સમોવડ કીધો શરણ જતાં મળમાસને,
આપી દીધું પુરૂષોત્તમ અભિધાનજો. સ૦ ૮
એહેવા કરૂણાનિધિ સમરથ શ્રીનાથજી,
દાસદયાના પ્રીતમ પ્રાણ આધારજો;
એહેને મુકી અન્યતણો આશ્રય કરે,
તે નિર્ભાગી મૂરખ ના સરદારજો. સ૦ ૯

---

## હરિનામમાળા.
### છંદ સવૈયા એકત્રીશા.

શ્રીગુરૂ ગોવિંદ કૃપાનિધિ કેશવ, કમળાનાથ કૃપાળ
કમળનયન કરૂણાસાગર, શ્રીકૃષ્ણ હરે ગોપાળ;
ગોપીજન વલ્લભ ગિરિધારી, ગોપીનાથ ગોવિંદ,
ગોકુલેશ ગરૂડધ્વજ, ગોવરધનધારી વ્રજચંદ. ૧
ગોકુળચંદ ગદાધર, શ્રી ગોમતિપ્રિય રમેશ;
નારાયણ નરસિંહ, નિરંજન નિરાકાર નરેશ;

નરકાંતક. નરવીર નરોત્તમ, નંદલાલ નરરૂપ;
જગંનાથ જળશાઈ જનાર્દન, જ્યોતિરૂપ જગભૂપ. ૨
જગદાધાર જશોદાનંદન, જગજીવન જગતેશ;
શ્રી જમુનાવલ્લભ જગવંદન, જુગદીશ્વર જમુનેશ;
ચક્રપાણિ ચતુર્ભુજ અચ્યુત, ચિદાનંદ શુભકંદ;
ચતુર્બાહુ ચાણુરતનમર્દન, શ્રીધર પરમાનંદ. ૩
દયાસિંધુ દામોદર દિનપતિ, દીનાનાથ દયાળ;
દીનબંધુ પ્રભુ દેવકીનંદન, નરપતિ સુરપ્રતિપાળ;
શ્રીપતિ પદ્માપતિ રાધાપતિ, કમળાપતિ ભવેશ;
દધિજાપતિ રૂક્મિણિપતિ, સાગરસુતાપતિ હૃષિકેશ. ૪
પદ્મનાભ પુરૂષોત્તમ પરિબ્રહ્મ, પરમપુરુષ પરમેશ;
પુણ્ડરીકાક્ષ પરમાક્ષ પરમપ્રભુ, મધુસૂદન મથુરેશ;
ધરણીધર અવનીધર ભૂધર, વસુમતિધર મહિધારી;
કૌસ્તુભધર પીતાંબરધર, બંસીધર કુંજવિહારી. ૫
માધવ મુરમર્દન મધુ મર્દન, અતિવિક્રમ સુખધામ;
મુકુંદ મેઘવર્ણ મહાબાહુ, જદુપતિ સુંદર શ્યામ;
રામચંદ્ર પ્રભુ દશરથનંદન, દયાસિંધુ ભગવંત;
માં પાહિ માં પાહિ પાહિ માં, પૂર્ણાનંદ અનંત. ૬
અષ્ટોત્તરશત નામ કૃષ્ણનાં, ગણિ ગણિ જે જન ગાય;
રોગ દોષ દુઃખ ક્લેશ જશે, વળિ પળમાં પાપ પળાય;
મનવાંછિત ફળ તેને મળશે, દયો કહે ધ્રુવ વાણી;
કોટિક કારજ તજિને ભજિયે, દૃઢ કરિ સારંગપાણિ.

## ૫૬-રાગ ગરબો.

શ્રી લક્ષ્મણભટજીનાં ભાવે લીજે ભામણાં;
તૈલંગ તિલકને વિપ્ર શિરોમણિ ભૂપજો;
એઓના સુત શ્રી વલ્લભનાં લઉં વારણાં;
દ્વિજવર રૂપે પ્રગટયા અનલ સ્વરૂપજો. શ્રી૦ ૧
ધર્મ ધોરિંધર બે સુત શ્રીવલ્લભ દેવના;
પ્રગટ કરવા વેદતણો વિસ્તારજો;
ગુણ સહોદર ભરિયા શ્રી ગોપીનાથજી;
હળમૂશળધર હળધરનો અવતારજો. શ્રી૦ ૨
શ્રીગોવરધનધર ધીર વીર બળદેવના;
રસના રૂપે કહિયે શ્રીનંદકુમારજો;
ને પુરૂષોત્તમ પ્રગટયા શ્રી વિઠ્ઠલનાથજી;
નિર્ગુણ બ્રહ્મ તે સગુણ સનેહી સારજો. શ્રી૦ ૩
શ્રી વિઠ્ઠલનાથજીના સાતે લાલ સોહામણા;
સહુથી મોટા શ્રી ગિરિધરજી મહારાજજો;
શરણ ગયાને સોંપે તે શ્રી નાથજી;
કરવા સુંદર સેવા કેરાં કાજજો. શ્રી૦ ૪
શ્રી ગોવિંદરાયતણાં મન પ્રસન્ન હુલાસમાં;
આવે તેને આપે આનંદ દાનજો;
શ્રી બાળકૃષ્ણજી કોમલ અંગે રસ ભર્યા;
કરાવે બે અધર સુધારસ પાનજો. શ્રી૦ ૫

શ્રી ગોકુળનાથ જણાવે જુગતે જીવને;
એવા પોતે કહીયે પરમ કૃપાળજો;
શ્રી રઘુપતિજી રૂડલા નયણે નિરખતાં;
વદન સદનની ભૂલે લેશે સંભાળજો.
જોયા સરખા દીસોછો જદુનાથજી;
જે છે વાહાલો અબળાનો આધારજો;
દેખી દૈવી જીવ સદા ઘનસ્યામજી;
ઉપર રેડે અમૃત રસની ધારજો.
એ સાતે લાલનો વંશ સદા સંસારમાં;
પ્રગટ વિરાજે પુરૂષોત્તમ પરિબ્રહ્મજો;
દયો દાસ અધમ છે તે આધનો;
એ શું જાણે શ્રી વલ્લભ કુળનો મર્મજો.

---

પદ.

વદન કમળ જોયું જેણે એકવાર, શ્રીનાથજીનું વદન કમળ જોયું;
કોટી કલપનું મેલું થયેલું મન, એક પલકમાં ધોયું. જેણે૦ ૧
મનષાદેહ તેહેનો સફળ છે, જનમ મરણ દુઃખ ખોયું. જેણે૦
મેવાડ દેશમાં બિરાજે મારો વાલમો, જેમાં શેષ શ્ર કરે ચિત્ત પ્રોયું. જેણે૦ ૨
કમળ ચોક રત્નચોક જગમોહન જોયું, રહ્યું એક તેણે બાણી રોયું. જેણે૦
દયાના પ્રીતમજીસું પ્રીત નથી જેને, માતપિતા નામને વગોવ્યું. જેણે૦ ૩

## પદ—રાગ કલ્યાણ.

રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ રાધા વ્રજરાય,
રાધાકૃષ્ણ ગાય તેનાં પાપ તાપ જાય;
પાપ તાપ જાય, તારા હૃદેમાં સમાય,
વ્રજલાડીલા હો રાજ. રાધા૦ ૧

જપ તપ તીરથ દાનથી કંઇ કામ,
નહીં પોતે શ્રમ કંઇ નહીં એસે દામ;
નહિ એસે દામ સેજે રીઝે સુંદરશામ. વ્રજ૦ રા૦ ૨

રાધા પૂર્ણ પુણ્યથી પ્રતીતિ નામ,
નામનો વિશ્વાસ આવે સરે સઘળાં કામ;
સરે સઘળાં કામ આપે વૈકુંઠધામ. વ્રજ૦ રા૦ ૩

કળીમાં કેવળ કૃષ્ણનામનો આધાર,
સહુ વેદશાસ્ત્ર શોધ્યું નિકળ્યો એક સાર;
નિકળ્યો એકસાર દયાપ્રીતમ નંદકુમાર. વ્રજ૦ રા૦ ૪

---

## પદ—રાગ ખમાયચી.

વ્રજલાડિલાને ખંમા રાજ ખંમારેખંમા: વ્રજ૦
વેદ સરીખા જેનો ભેદ ના જાણે, સેવે શેષ સદાશિવ બ્રહ્મા રે. વ્ર૦ ૧
લોચનના શણગાર રસિક જેને, પ્રાણજીવનધન રમા;
જેનો સેવક ધ્રુવ તેની સુરઋષિ આદે, સહુ કરે છે પરિક્રમા. વ્ર૦ ૨

અક્ષર આદ્ય નિરંજન તેથી, પરિપૂર્ણ પુરુષોત્તમા;
એને મુકીને બિજાને ભજે છે, તે અભાગિયા અધમા. વ૦ ૩
સદ્ગુણ સાગર નટવર નાગર, જેને નહીં કોઇની તમા;
રાધિકારમણ ગોપીજન વલ્લભ, દાસદયાપ્રિયતમા. વ૦ ૪

---

## ગરબી.

સામું જો નંદના છોગાળા, મારું ચિત ચોરણવાળા. ટેક.
નંદ છોગાળા કામણગાળા, મોહ્યું તેં બાળાવૃંદરે વાલમ. સામું૦ ૧
તાહારી હસણી મંદના ફંદમાં ઘેરી, માર્યા નેનતણા તેં ભાલારે વાલમ.
દીનદયાળ પુરાણે પુકારે; ઓલા પુરાણી હાલારે વાલમ. સામું૦ ૨
મુને જખમી કરીને ઝુલતી મેલી, ન જાણ્યું જે જીવશે કયમરે વાલમ.
મારી તો મુખ દેખાડતો જા, તુંને મારા ગળાના સમરે વાલમ. સામું૦ ૩
મારો ચંદ્રથી ચોથો જંપતો છે નહીં, વણ જોએ મુખ ચંદ્રરે વાલમ.
ચેન નહિ કયકૂ ભાવેના ભોજન, રેન ન નેનમાં નિંદરે વાલમ. સામું૦ ૪
મારા કાળજાનું દુઃખ કોય ન જાણે, જાણે જેને વીતતું હોયરે વાલમ.
જણાવેથી જંજાળ વધે પત જાય, કો પીડ ન ખોયરે વાલમ. સામું૦ ૫
મારી આંખના ભાવ્યા મનના માન્યા, મારાં કાળજડાની કોરરે વાલમ.
તું પીડની મારી ઓષધ દયાપ્રભુ, બીજું શું મારું જોરરે વાલમ. સામું૦ ૬.

## ગરબી.

ઊભા રહોતો કહું વાતડી બિહારીલાલ,
તમમાટે ગાળી છે મેં જાતડી, બિ૦ ૧.
જે દહાડે મળ્યાતા વૃંદાવનમાં, બિ૦
તે દહાડાની તાલાવેલી તંનમાં, બિ૦ ૨.
વેદના વિરહની તે ક્યાંહાં ભાખિયે, બિ૦
ભિતરનો ભડકો તે ક્યાંહાં દાખિયે, બિ૦ ૩.
પટકારી સરખી ફરૂં ભોવંનમાં, બિ૦
કળ ના પડે રજનીદિનમાં, બિ૦ ૪.
ઘેહેલી ઠરી છું સહુ ગામમાં, બિ૦
ચિત્ત ચોંહોટતું નથી ઘરકામમાં, બિ૦ ૫.
કેમ કેહેવાય જેવું દુઃખ મંનમાં, બિ૦
તાલાવેલી લાગી મારા તંનમાં, બિ૦ ૬.
ક્ષણેક્ષણે ભણકારા પડે કાનમાં, બિ૦
પ્રાણ પ્રોવાયો છે તમારા તાનમાં, બિ૦ ૭.
વિહ્વળતાની વાત કહે ના બણે, બિ૦
ઘરમાં જાઊં તે આવું આંગણે, બિ૦ ૮.
આતુરતા એહેવી તે કહાંલગી સહુ, બિ૦
હો ચતુરશિરોમણિ તો શું કહું, બિ૦ ૯.
પ્રીતડી કીધી તો હવે પાળીયે, બિ૦
આતુર શરણે આવ્યાને ન ટાળીયે, બિ૦ ૧૦
તમારે હું સરખી હજારો હશે, બિ૦
માહારા તો પ્રાણ તમવિના જશે, બિ૦ ૧૧.

બોલ્યું પણ બીજાનું ગમે નહીં, બિ૦
લાલચ લાગી લોભ્યાં નયણાં તો જાઇએ કહીં, બિ૦ ૧૨
નખશિખલગી છે સ્વરૂપ ગુણ ભર્યાં, બિ૦
આવડા રૂપાળા તે કોણે કર્યા, બિ૦ ૧૩
સોહે મધુર વાંકુ જોઇને, બિ૦
કટાક્ષ કટારીએ નાખ્યાં પ્રોઇને, બિ૦ ૧૪
વાંસળી વધારે છે તેહેમાં વ્હેહે, બિ૦
અબળાનો જોતાં વિવેક કેમ રેહે, બિ૦ ૧૫
દરદી હોયે તે જાણે એ દરદમાં, બિ૦
અવર દુઃખ એહેની આગળ ગરદમાં. બિ૦ ૧૬
કહેનારાં કહેશે પણ છો તમે ધણી, બિ૦
દયાના પ્રીતમ હું દાસી તમતણી, બિ૦ ૧૭

---

## ગરબી

વ્હાલાજીને કહેજો ... મ્હારા સમ છે, વ્રજ પધારોરે એકવાર,
મુખડું નિરખિએ હો લાલ;
વ્હાલાજીને ગમશે નહિ એકલડાં કહેજો, લાવે સંગ કુબજા નાર,
નિરખિને હરખિએરે લાલ. મુખ૦ ૧
વ્હાલાજીને કેહેજો રાખે ડર રખે, ગોકુળ ગમાર ગોપની ભ્રષ્ટ,
રાણીજીને ઓઝલ પડદે સુખરૂપ આંહિ, રાખિશું જેમ નહિં લાગે દ્રષ્ટ. મુખ૦ ૨
વ્હાલા તમો ગુણનિધિ સુરૂપ સાગર, મોટા જોઇ કુબજ્યા ગુણ અંગ;
વ્હાલાજીરે તેની ઝાંખી અમને કરાવો, શાને જન્મ સુફળ સંગ. મુખ૦ ૩

વ્હાલાજીરે માનીતીની મરજી જોઇ, હમે કરશું આપની ટેહેલ;
વ્હાલા મન ઉઠે તો મધુપુર જાજોરે, રેહેશો તો ન્યારા કરાવીશું મહેલ. મુખ.૪
વ્હાલાજીરે ઘરદહાડેથી જાણ્યું નહિ, તે થયો અતિશે અનર્થ;
વ્હાલાજીરે હાવાં ખરખરો ત્યાં શો, વિત્યા વ્રજ વસ્યા દિન વ્યર્થ. મુખ.૫
મધુપુર કુબજાને પણ કહેજો, પિયુને ઘણાં લડાવે લાડ;
અલી એ રત્નને જેટલુ જત્ન કરીશ, તે હમે માનીશું પાડ. મુખ૦ ૬
મધુકર દયાપ્રીતમને કહેજો, એ સુખ સુણી હરખ ન માય;
પણ અમો અલ્પભાગ્ય આ આહીરણી, ઘણું સુખ જોવા નહિં જીવાય.
મુખ૦ ૭

---

## ગરબી.

મોહનલાલજીરે મ્હારા જીવન પ્રાણજીવન; હું બલિહારી રાજ ઘણી ખમા.
દાસી તમતણીરે, તમને સોંપ્યું તનમન ધન. હું બલિહારી રાજ. ૧
મનના માન્યા છો રે, જીવું છું હું શ્રીમુખ જોઇ:
પીયર સાસરેરે, વ્હાલું તમ સરીખું નથી કોઇ, હું બલિહારી રાજ૦ ૨
ચકોર ચંદ્રનેરે, ઇચ્છે ત્યમ તમને મુજ નેણ;
કેવા વ્હાલા છો રે, કહેતાં આવડતું નથી વેણ. હું બલિહારી રાજ૦ ૩
રસિયા રૂપાળા છો રે, નટવર નંદકિશોર;
સદગુણ સાગર છોરે, મીઠડાબોલા ચિતના ચોર. હું બલિહારી રાજ૦ ૪
એકો વિધ ઓછા રહો રે, તો કાંઈ એક વાળું મંન,
પુરણ સઉ વાતે રે, કોહો કેમ છૂટે લાલ લગન. હું બલિહારી રાજ ૫
સુનો હું દેખુ રે, પિયુજી તમવણ સઉ સંસાર;
પ્યાસો ઝરનોરે, પાઓ તોએ તમથી ન ખસે પ્યાર. હું બલિહારી રાજ. ૬

કરખું ફું પણીરે, મ્હારો હરજી ઝાલો હાથ;
પ્રીત નિભાવજોરે, નિત્ય ન માગું બીજું નાથ. હું બલિહારી રાજ૦ ૭
ટહાકઠ અંતરનીરે, મારા પ્રાણજીવન આધાર;
પ્રીતમ દયા તણારે, મ્હારા સોભનના શ્રણગાર. હું બલિહારી રાજ૦ ૮

---

## ગરબી.

આઠ કુવા ને નવ વાવડીરે લોલ, સોળસેં પનિહારીની હાર;
મારા વાલાજી હો, હાવાં નહિ જાઉં મહી વેચવારે લોલ. ટેક.
સોના તે કેરૂં મારૂં બેડલુંરે લોલ, ઉઢેણી રત્ન જડાવ; મારા૦ ૧
કેડ મરડીને ઘડો મેં ભર્યોરે લોલ, ત્રુટયો મારો નવસર હાર; મારા ૨
કાંઠે તે ઉભો કહાનજીરે લોલ, ભાઇ મને ઘડુલો ચ્હડાવ; મારા૦ ૩
હું તુને ઘડુલો ચડાવુંરે લોલ, થાય મારા ઘર કેરી નાર; મારા૦ ૪
તુજ સરખા ગોવાળીયારે લોલ, તે તો મારા બાપના ગુલામ; મરા૦ ૫
તુજ સરખી ગોવાલણીરે લોલ, તે તો મારા પગની પેજાર; મારા૦ ૬
દયાના પ્રીતમ પ્રભુ પાતળારે લોલ, તે તો મારા પ્રાણના આધાર; મારા૭

---

## પદ.

રાજ રૂપાળા દ્વારકા ધીશરે, ધન્ય જેણે નયણે નિરખ્યારે;
જેને તરસે છે વેદ વિધિ ઇશરે, ધન્ય. ટેક. ૧
વાંકી ઢળકતી પાઘ પાંપણ પર; તોરા શીરપેચ શોભે શીશરે. ધન્ય. ૨
અધર અરૂણ અતિ તંબોલરંગ; કુંદ કલીને લજાવે બત્રીશરે. ધન્ય. ૩
કૌસ્તુભમણિ બહુ ચંપકમાળા; કંચન મુકતા દશવીશરે. ધન્ય. ૪

બાજુબંધ બેરખા કંકણ કરમુદ્રિકા; પીતાંબર કનક કવીશ. ધન્ય. ૫
કટી મેખળા પાયે નેપુર શ્રીનાથને; નખ છબીપર વારૂ રજનીશરે. ધન્ય. ૬
ઝીણો જામો પીળો પટકો ને પાઘડી; જોઈ પડે ઝાંખો રતીશરે. ધન્ય. ૭
શંખ ચક્ર ગદા પદ્મ વાંસળી વિરાજે; પુરાં પહોંચ્યાં નથી પચીશરે. ધન્ય. ૮
ડાકોર ઠાકોર કોટિ આનંદ બ્રહ્માંડના; દયાના પ્રીતમ રૂકમણીશરે.
ધન્ય. ૯

---

## પદ ૫ મું.

ચાલો નિરખીયે રણછોડ રાયરે, ઠાકોર ડાકોરના. ટેક ૧
અકળીક દળ ધણી ઢીંગા ઢીંગડ મલ; વેદપુરાણે વંચાયરે. ઠાકોર. ૨
શોભાના સાગર નટવર નાગર; સમોવડે કો ના કહેવાયરે. ઠાકોર. ૩
ત્રિભુવન નાયક સેવવા લાયક; શંકર સંકર્ષણ ધ્યાયરે. ઠાકોર. ૪
જાતાં શરણે વાલો રાખે છે ચરણે, બીજું સાધન નવ ચહાયરે. ઠાકોર. ૫
એક વાર આવે સાકર ટુક લાવે તો; છપન ભોગ સુફળ થાયરે. ઠાકોર. ૬
નમે હાથ જોડયે સઘ બંધન સૌ છોડે, તે વ્હાલો બહુ વહાલે
ગુણ ગાયરે. ઠાકોર. ૭
દેવને દુર્લભ સુખ તે કયું સુલભ; ચરણ કમલ પરસાયરે. ઠાકોર. ૮
દયાના પ્રીતમ એવા કૃપાસિંધુ મુકીને; બીજાને ભજે છે બલાયરે ઠાકોર. ૯

---

## પદ ૬ ઠું રાગ-ધોળ.

સદ્‌ગુણ સિંધુ શ્રી નાથજીરે, સેહેજે સૌકોને મોહ લાગે રાજ,
ત્રિલોક સુંદર મોહન મુખડું રે, નિરખે પરમાનંદ ઉર જાગે રાજ. સ. ૧
રૂપ શું વરણું રસીયા રાયનું રે, અતિ અલબેલો નટવર નાગર રાજ,
ભૂષણ રસિક જનના લોચનનું રે; છબિલો સુંદરતાનો સાગર રાજ. સ. ૨
દીન દયાળ શિવાદિક સાંભળ્યારે, પણ દયા દુષ્ટ ઉપર નવ વ્યાપેરાજ;
દુષ્ટ દયાકર ગુણ એક ગોવિંદમાંરે, મોંઘી મુક્તિ અરિને આપેરાજ. સ. ૩
એવડી ક્ષમા ના કોઇમા સંભળેે. જેટલી રમા રમણમાં દીઠી રાજ;
પાદ પ્રહાર સહ્યો ભ્રગુબ્રાહ્મણનોરે, તે ઉપર વાણી કહી મીઠી રાજ, સ. ૪
ઇશ્વર થઇ શરણાગત વત્સળતારે, એવડી કોઇથીના બની આવે રાજ;
સેવા સેવકની શ્રીઅંગથીરે, અનુચિત કરતાં લાજ ના લાવે રાજ. સ. ૫
આરત બંધુ પતિતના પાવન છેરે, ચિંતામણિ જનપુરણ કામ હોરાજ;
સરલ ઘણું સહુ સાધન શિરોમણીરે, એનું નંદ કુવરનું નામ હોરાજ. સ. ૬
કોટિક વિશ્વવિષે વ્યાપી રહ્યારે, વણ શ્રમે નભવે સૌ કમઠાણું રાજ,
નિઃશંક રાધાસંગ નિત્ય રમેરે, એવા કોણ ચતુર વખાણું રાજ. સ. ૭
સરસ્વતી રમા સરીખી રાણીયોરે, વંદે વિધિ શિવ શેષ આરાધે રાજ;
ઇશ્વર અનંત કોટી બ્રહ્માંડનારે, જેનો પાર ના કોઇને લાધે રાજ. સ. ૮
કંચન રત્ન મણિ સોંઘાં કર્યારે, જે વિના કોટી કલ્પ લગી ચાલે રાજ;
અન્નતૃણ સલિલાદિક સોંઘાં કર્યારે, રક્ષણ રંકનું વિચાર્યું વાહાલે રાજ. સ ૯
એવા દાસ દયાના પ્રીતમજી રે, સૌગુણ પૂરણ ધર્મ કૃપાલા રાજ;
જે કોઇ એ પ્રભુથી અળગા ભમેરે, તેના અંક કરમના કાળા. રાજ સ.૧૦

---

## રાગ-ગરબી.

જીરે ઝુલવાને આવો રાજ
ચંદ્રભાગાજીના બાગમાં. જીરે ઝુલવા-
ધારો છો તે વાત આજ લાગમાં જીરે ઝુલવા૦ ૧
મળ્યાં રાધિકાને ચંદ્રાવળી જીરે ઝુલવા૦
મસલત કીધી છે બેઠાં મળી જીરે ઝુલવા૦ ૨
રસ બસ થયાં સ્નેહ રંગમાં જીરે ઝુલવા૦
રોષતણો લેશ નહીં મનમાં જીરે ઝુલવા૦ ૩
ચંદ્રાવળીજી પાયે લાગીયાં જીરે ઝુલવા૦
મારેઘેર પધારો વચન માગીયાં જીરે ઝુલવા૦ ૪
વાટિકા માંહે હિંડોળો બંધાવીએ જીરે ઝુલવા૦
ત્યાં પ્રાણજીવન પધરાવીએ જીરે ઝુલવા૦ ૫
ઘમરઘટા છે ઘણી વૃક્ષની જીરે ઝુલવા૦
ન્યુનતા નથી ત્યાં એકે પક્ષની જીરે ઝુલવા૦ ૬
ત્રિવિધ પવન લલિત કુંજ છે જીરે ઝુલવા૦
પુષ્પ લતા ઝુકે અલિગુંજ છે જીરે ઝુલવા૦ ૭
માધુરી સખી પક્ષીનો નિવાસ છે જીરે ઝુલવા૦
અવસર અદ્‌ભુત શ્રાવણ માસ છે જીરે ઝુલવા૦ ૮
જુગલ કિશોર ત્યાં ઝુલીયે જીરે ઝુલવા૦
ઝુલાવી તમોને અમો ફુલીએ જીરે ઝુલવા ૯૦
વચન દીધું હા કહી કીરતીલલી જીરે ઝુલવા૦
રાજને બોલાવા મુને મોકલી જીરે ઝુલવા૦ ૧૦
લલિતાનાં વચન સુણી છેલડો જીરે ઝુલવા૦
તત્ક્ષણ પધાર્યો અલબેલડો જીરે ઝુલવા૦ ૧૧

ધારી તે વિધિ સહુ સહજ થઇ જીરે ઝુલવા૦
તે સમાની પશ્ચક પરમ સુખ લઇ જીરે ઝુલવા૦ ૧૨
હીંડોલે બેઠાં બન્યો બેલડી જીરે ઝુલવા૦
ઝુલે ઝૂલાવે સાહેલડી જીરે ઝુલવા૦ ૧૩
વિવિધનાં વાજીત્ર વામા વાયછે જીરે ઝુલવા૦
નવનવાઇ ધોળ નારી ગાય છે જીરે ઝુલવા૦ ૧૪
હીંડોળો જડિત્ર કનક ને મણિ જીરે ઝુલવા૦
ઝુલે જુગલરૂપ બહુ બની ઠણી જીરે ઝુલવા૦ ૧૫
રસતણા સમુદ્ર લહેરો ખાય છે જીરે ઝુલવા૦
તેમાં દાસ દયો ઝીલી ગુણ ગાયછે જીરે ઝુલવા૦ ૧૬

---

## પદ રાગ-ગરબી.

જેના હૃદયમાં અખંડ રસિક રૂપ, તેને કાંઇ નથી કરવુંરે,
પૂર્ણ લીલાસહ રાધા વ્રજ ભૂપ, તેને બાકી નથી તરવુંરે. ટેક ૧
જેને દૃઢ આશ્રય શ્રી વલ્લભદેવ, તેને કાંઇ
વ્યસન કૃષ્ણ મુખ્ય માનસી સેવ, તેને બાકી ૨
લોક વૈદિક તજી શુદ્ધ શ્રીજી શર્ણ, તેને કાંઇ
દીન ભાવ વિરહતાપ ગિરિધર્ણ, તેને બાકી ૩
ભજન સર્વાત્મા હરિ ગુરુ સંત, તેને કાંઇ
દૃઢ પ્રતિ ગુણ ગાન ગોપી કાંત. તેને બાકી ૪
સદા સુમતિ શ્રી કૃષ્ણ નામ જાપ, તેને કાંઇ
ભક્ત દાસ દયા જગત અલગ પાપ, તેને બાકી ૫

પ્રપંચ વિસ્મૃતિ મતિ કૃષ્ણ સકત, તેને કાંઇ
ત્યાગ તોપ સંગ રંગ કૃષ્ણ ભક્ત, તેને બાકી ૬
સહજે આત્મસાત કર્યો કૃપાનાથ, તેને કાંઇ.
ગુરુ ભગવદીએ ઝાલ્યો હસી હાથ, તેને બાકી ૭
આસકત સહજ કૃષ્ણ કૃપાવડે થાય, તેને કાંઈ
એનો જીવપાસે ના ભલે ઉપાય, તેને બાકી ૮
સહજ પ્રીતિ વિશ્વાસ પ્રભુ સંગ, તેને કાંઇ
દયા પ્રીતમનો જેની ઉપર રંગ. તેને બાકી ૯

---

## પદ રાગ–ગરબો.

નથી નિશ્ચે કોઇને નાથ, ક્ષણ પછી શું કરશો,
અતિ અમિત અતકર્યગાથ, શું કરશો હરશો. ટેક
જેહસમય રાજ્યાભિપેક રઘુપતિ, તે વેળાએ વનરે
ચંદ્રહાસનો મૃત્યુકાળ, તે વેળા, રાજ્યાસન. ક્ષણપછી ૧
દેવકી વસુદેવનો કંસ રથ હાંકે, સ્નેહ ભર્યાં ભાવ્યાંરે
ગઇ વાત પલટાઇ પલકમાં, કારાગૃહ પધરાવ્યાં. ક્ષણ પછી ૨
જતો હતો ઇંદ્રાણી મોહાસે, નહુપ સ્કંધ મુનિ ચઢીયોરે,
તત્ક્ષણ શ્રાપ થયો બ્રાહ્મણનો, સર્પ થઇ ભૂમિ પડિયો. ક્ષણ પછી ૩
પરીક્ષિત રાજા જગ માટે સહજે, મુનિ આશ્રમ પેઠોરે
કુમતિ યદચ્છા શ્રાપ વિપ્રગૃહ, તજી ગંગાતટ બેઠો. ક્ષણ પછી ૪
સનકાદિક હરિ દરશન જાતાં, ભવિષ્ય જયવિજય નડિયારે,
શાંતથી શ્રાપ થયો હરિ પાર્પદ, અસુર થઇ ક્ષિતિ પડિયા,

ક્ષણુ પછી. ૫

જનક ભૂપ મુનિ વશિષ્ઠ બન્ને, જ્ઞાની શિરોમણિ કહાવેરે,
સહજ વાતમાં શ્રાપ પરસ્પર, હારદ હદે ન આવે. ક્ષણુપછી. ૬
કલેશ અચિંતવ્યો દેવસભામાં, દક્ષ સદાશિવ સુણિયોરે,
ભાળજાચુવા હરિ તમે વિભુ એક, બીજો નથી કોઇ બનિયો.

ક્ષણુ પછી ૭

અતિ દુખિયા સુખિયા હોય પળમાં, અતિ સુખીયા હોય દુખિયારે,
નિજ ગતિ અકલ કલ્યામાં નાવે, ઇચ્છયું કરો પ્રભુ મુખિયા.

ક્ષણુ પછી ૮

દયા પ્રીતમજી અટપટી લીલા, કશું બને નહીં કહેતાંરે.
રાખો તેમ રહી પાડોતે સહી, ડહાપણુ મુન્યજ એહેતાં. ક્ષણુ પછી ૯

---

## ગરબી.

હોપ્રિય બહેની, હરિજ્ઞાન વિના સંસાર તો સર્વ અસાર છે;
જગતમાં જન્મી, હરિ સ્વરૂપ જાણ્યેથી ભવનો પાર છે. ટેક.
પૂર્વે જે મૈત્રેયી નારી, મુનિ યાજ્ઞવલ્કયની સ્ત્રી સારી,
ગ્રહ્યું જ્ઞાન પ્રપંચને વિસારી. હો પ્રિય૦ ૧
ગાર્ગી પણુ સ્ત્રી જાતિ કહાવી, જેને અન્ય વાત ઉર ના ભાવી,
થઇ નિર્ભય પુરૂષપદે આવી. હો પ્રિય૦ ૨
વિષયાએ વિદ્યા જો ધારી, વરી ચંદ્રહાસને ઉગારી,
અંતે જો રૂકિમણી ભણનારી. હો પ્રિય૦ ૩
ધન્ય ભક્તિવંત મીરાંબાઇ, અનન્ય ભજી શ્રી વ્રજરાઇ,
દ્વારકાધીશમાં તેહ સમાઇ. હો પ્રિય૦ ૪

દ્રોપદી ચીર પૂર્યાં બહુ હરિ, જયદેવની સ્ત્રી મુઈ જીવતી કરી,
ભક્તિએ કુંતાધીન હરિ. હો પ્રિય૦ ૫
વિઠ્ઠલ ભક્તિવંત મુકતા બાઈ, જની છાંણે વિઠ્ઠલધ્વનિ ગાઈ,
દલણું દળિયું વિઠ્ઠલ રાઈ. હો પ્રિય૦ ૬
કરમાની ક્ષિપ્રા વ્હાલ વિચારી, જમીયા જગદીશ્વર ગિરિધારી,
શબરી ફળ ખાધાં અવધ બિહારી. હો પ્રિય૦ ૭
શતરૂપા દેવહુતી ને સુનીતિ, વિંધ્યા વળી યજ્ઞપત્ની ને ગોપીજનપ્રીતિ,
ભાગવત પુરાણથી લ્યો પ્રતીતિ. હો પ્રિય૦ ૮
એવી અગણિત સતી કૃતિને ન્યાળી, સાચું સુખ લેવું મોહન ટાળી.
ગુણવંતી થશે અતિ ભાગ્ય શાળી. હો પ્રિય૦ ૯
સાચો પ્રેમ જેનો પ્રભુ શું લાગે, તેનાં સર્વે દુઃખ સહજે ભાગે,
દયો કરગરી એ કૃષ્ણ પાસે માગે. હો પ્રિય૦ ૧૦

---

## ગરબી

ઓ ઉદ્ધવજી, વ્હાલે તો વિસારી અમને મેહેલ્યાં
અમો શું કહીએ, રાસ રમાડી તેડીને તરછોડયાં.
પ્હેલ વ્હેલી પ્રીત અમશું કીધી, મોરલીમાં એણે વશ કરી લીધી,
ગોપી સૌને વિહ્‌વળ કરી દીધી. ઓ૦૧
પ્રીતલડી તો કરતાં પેહેલી, પ્રભુદેખીને થઈ છું ઘેલી,
પણ મળો મોહન અમને મન મેલી. ઓ૦૨
એણે હૈડાનાં તો હીર લીધાં, કાંનુડે તો કામણ કીધાં,
ઘેર ઘેર દધી માંખણ પીધાં. ઓ૦૩

એ કાનુડો કામણુ ગારો, એની આંખડલીનો છે ચાળો.
પ્રીતિવંતશું પ્રીતથી નિહાળો. ઓ૦ ૪
ચેલી કુબજા તો કામણગારી, તેની સાથે લાગી બહુ તાળી,
એણે વશ કીધા વનમાળી, ઓ૦ ૫
અમે શામળીયાની સંગે રમતાં, વ્રજ વન વનમાં પૂંઠળ ભમતાં,
અમો ભેળાં બેશીને ભોજન જમતાં. ઓ૦ ૬
મથુરાંમાં જઈ એણે કંસ રોળ્યો, એક આંગળીયે ગોવર્ધન તોળ્યો,
સત્યવાચી અન્યોક્તિ બોલ્યો. ઓ૦ ૭
દયારામના સ્વામીને કેહેજો, મથુરાં મૂકી દઈ ગોકુળ રહેજો,
સૌ ગોપિકાને દરશન દેજો. ઓ૦ ૮

---

## ગરબી

મ્હારા મોહનલાલ, આવો તો કહું મ્હારા મનની વાતડી,
મ્હારા પ્રાણ પ્યારા, તમ માટે મેંતો ગળીછે જાતડી.
જાણુંછું જે જગમાં છો ડાહ્યા, એહવું જાણી ને જોડી માયા

હવે મુજ ઉપર આણો દાયા. મ્હારા ૧
મેંતો રૂપ તમારૂં જોઇને, મ્હારૂં મનડું રહ્યું છે મ્હોઇને,
કાંઇ નિશ દિન જાયેછે રોઇને. મ્હારા૦ ૨
મેંતો તન મન સોંપ્યું છે તમને, કાંઇની ન બ્હીક ધરશો મનમેં,
હવે મહેર કરો મોહન અમને. મ્હારા. ૩
પ્રભુ પ્રીત જુઓને તપાસી, કુબજા તો કંસ તણી દાસી,
તેની તો ચાલી જગમાં હાંસી. મ્હારા૦ ૪

હાર આવડા હઠીલા નાં થઇએ, નંદલાલ નમેરા નાં રહીએ,
સુખ દુઃખ અમો કોને કહીયે. મ્હારા. ૫
મ્હારે સાસુ સસરાની ન બ્હીક કશી, મારા હૃદય કમળમાં રહ્યા છો વસી.
દયાના સ્વામી વિના બીજાથી દૂર સીખ. મ્હારા. ૬

---

## ગરબી

મ્હારૂં મન મોહ્યું, વાંસલડીને શબ્દે કાનડ કાળા;
હુંતો ઘેલી થઇ, મ્હારા ઘરમાં નથી ગમતું મ્હારા વ્હાલા.
એ અધર ઉપર એ વાજે છે, સુંણી અંતર મ્હારૂં દાઝે છે,
એહનો શબ્દ ગગનમાં ગાજેછે. મ્હારૂં. ૧
એ વનમાં જ્યારે વાગેછે, મુને બાંણ સરીખી લાગેછે;
મુને વ્રેહેની વેદના જાગે છે. મ્હારૂં. ૨
હુંતો દોહોતાં દોણી ભૂલીછું, વળી જમતાં અધુરી ઝૂલીછું,
ત્હારૂં સુખ જોઇ જોઇ હું ફૂલીછું. મ્હારૂં. ૩
એણે તપની સાધના કીધી છે, કૃષ્ણે કૃપા સાધ્ય કરી દીધીછે;
માટે દયા પ્રીતમે કર લીધી છે. મ્હારૂં. ૪

---

## ગરબી

રાધે રૂપાળી રસીલી ત્હારી આંખડી જો,
જોડી કૃષ્ણ સમાન છબી ફાંકડી જો.
ઉપમાએ અધિક નહિં મૃગલોચની જો,
વિના અંજન મન રંજન ભવ મોચની જો. ૧

ત્હારૂં ચંદ્ર વદન કેહેતાં લાજું તારણી જો,
એકતો કલંકી વિષબંધુ વારૂણી જો. ૨
વેણુ વાસુકી જડિત્ર રત્ન ગાખડી જો,
ત્હેને જોતાં બીજું જોવાની ન થાય આંખડી જો. ૩
રતિ રૂપ તણો ગર્વ મુકીને ખસી જો,
રસિકરાયના હૃદેમાં સદા તું વસી જો. ૪
મદન મોહનનું મન હર તું મદન મોહની જો,
નથી રચી તુંહી રચી છબી સોહની જો. ૫
સકળ ભૂપમાં તુને જોતાં લાધ્યો શ્રી હરિ જો,
ઉમા રમાને સાવિત્રી ત્રિપુરસુંદરી જો. ૬
ત્હારી ઉપમા સરખું બીજું કો નથી જો,
થાકયા ઉત્તમ કવિ વેદ સ્મૃતિ તે મથી જો. ૭
રસિક રૂપ જુગલ વસો હૃદેમાં ઠરી જો,
સેવક દાસ દયાને સુખ દાતા તું હરિ જો. ૮

---

## ગરબી

પ્રથમ પ્રણમું શ્રી ગુરૂના પાયરે; શેષશાયી છોગાળા.
શ્રીમદ્ વલ્લભ વિઠ્ઠલ વ્રજરાયરે; શેષ૦ ૧
આદિ પુરૂષ અનાદિ ઇશરે; શેષ૦
શેષ શંકરાદિ નામે શિષરે. શેષ૦ ૨
અનંત કોટિ બ્રહ્માંડના ભૂપરે; શેષ૦
અમિત અખંડ બ્રહ્મ એક રોમકૂપરે. શેષ૦ ૩

કાળ માયાને આપની ભીતરે; શેષ૦
તમો ત્રિગુણ ઇશ અક્ષરાતીતરે. શેષ૦ ૪
પાર પામે ના વેદ વિધિ દેવરે; શેષ૦
કરે પદ્મા સદા પદસેવરે. શેષ૦ ૫
સહસ્ત્રવદન નવા નિત્ય ગુણ ગાયરે; શેષ૦
ધેર શિવજી શિર સલીલ પદ ગાયરે; શેષ૦ ૬
સકલ તીરથ વસે છે આપ ચરણેરે; શેષ૦
દેવી સૃષ્ટિ રહી સહુ શરણેરે. શેષ૦ ૭
ભકત વત્સલ છો આત્મારામરે; શેષ૦
દયા પ્રીતમજી પૂરણકામરે, શેષ૦ ૮

---

## ગરબી

સદા શોભાવો વૈકુંઠ ધામરે; શેષશાયી સુખસિંધુ.
નિત્ય લીલાનું તન અભિરામરે. શેષ૦ ૧
અખિલ વિશ્વને નચાવો છો આપરે; શેષ૦
દળો દુષ્ટને શમાવો સાધુ તાપરે. શેષ૦ ૨
એવો રાજનો સદા છે સ્વભાવરે; શેષ૦
જેને વહાલા તેને ઘણો લાહાવરે. શેષ૦ ૩
એક સમે તક્ષમેધ મહાદુષ્ટરે; શેષ૦
અસુર ઉપન્યો દીધું સુર કષ્ટરે. શેષ૦ ૪
આવ્યા દેવ તમારે શરણરે; શેષ૦
દુઃખી દેખી દયા ગિરિધરણરે. શેષ૦ ૫

ઉઠયા ચક્ર ધરી જગદીશરે; શેષ૰
આપે છેદ્યું તે દુષ્ટનું શીષરે. શેષ૰ ૬
સ્તુતિ કીધી બ્રહ્માદિ દેવરે; શેષ૰
દુઃખ દાસનાં હર્યાંની હરિ ટેવરે. શેષ૰ ૭
અકલ અટપટાં ચરિત્ર અભિરામરે; શેષ૰
આપ ઇચ્છા સુદર્શન શ્યામરે શેષ૰ ૮
નીર નર્મદા પખાળી શુદ્ધ કીધુંરે; શેષ૰
ચક્રતીર્થ ઘાટ નામ ધરી દીધુંરે. શેષ૰ ૯
તે દિવસથી વસ્યા ચંડીગ્રામરે; શેષ૰
દયા પ્રીતમજી સુંદર શ્યામરે. શેષ૰ ૧૦

---

## ગરબી

મોટું મનોહર મંદિર ભાસેરે; શ્રીપતિ શેષ સાયી
દૂર દર્શનથી પાપ તાપ નાસેરે. શ્રીપતિ ૧
સુંદર શિખર ઉપર ધોળી ધજા ફરકેરે; શ્રીપતિ.
જેને શરણે ગયે કાળ માયા થરકેરે. .
માસ કાર્તક ચૈત્ર મોટો મેળોરે; શ્રીપતિ.
લોક દેશ દેશનો થાય ભેળોરે. શ્રીપતિ. ૩
બારે માસ દર્શનનો મહિમારે; શ્રીપતિ.
પૂર્ણમાસી મેળાની સુખ સીમારે. શ્રીપતિ. ૪
જેને કૃપા કરીને બોલાવેરે; શ્રીપતિ.
નિમે માસમાં તે એક વાર આવેરે. શ્રીપતિ. ૫

તમારો છું કહી કરે અણામરે; શ્રીપતિ.
તેનાં સરે સદા સઘળાં કામરે. શ્રીપતિ. ૬
કરે પ્રેમે કોઈ એક પરિક્રમારે; શ્રીપતિ.
તેનો મહિમા કહી શકે નહિ બ્રહ્મારે. શ્રીપતિ. ૭
પ્રીતે કરે ચરણોદક પાન રે, શ્રીપતિ.
તેથી ઓછું તીરથ સહુ સ્નાનરે. શ્રીપતિ. ૮
આવે પૈસાની સાકર લાવેરે; શ્રીપતિ.
છપ્પન ભોગથી અધિક પ્રભુ ભાવેરે. શ્રીપતિ. ૯
ઠાલે હાથે જઇ નવ અડવુંરે; શ્રીપતિ.
કંઇ એક ભેટ ધરીને પાગે પડવુંરે. શ્રીપતિ.૧૦
સાચે સ્નેહે નાચે ગુણ ગાયરે; શ્રીપતિ
તેથી રીઝે ઘણું વ્રજરાયરે. શ્રીપતિ.૧૧
કલિકાલમાં ભાગ્ય તેનું જાગેરે; શ્રીપતિ.
દયા પ્રીતમનો રંગ તેને લાગેરે. શ્રીપતિ.૧૨

---

## ગરબી

વ્હાલો આનંદ મંગળરૂપરે; શાંત રૂપ શેષશાયીજી.
વિભુ અખિલ ભોવનના ભુપરે. શાંત૦ ૧
પ્રભુ શોભા કેરૂં ધામરે; શાંત૦
છબી લજાવે કોટિક કામરે. શાંત૦ ૨
મુકુટ મસ્તકને કુંડળ કાનેરે; શાંત૦
ઘનશ્યામ કાંતિ ભીને વાનેરે. શાંત૦ ૨

વદન ચંદ્રમા ચિબુક ચારૂ શોભેરે; શાંત૦
નકવેસર મોતી મન લોભેરે શાંત૦ ૪
હૃદે લાંછન શ્રીવત્સ વામાં ભાગેરે; શાંત૦
કૌસ્તુભમણિ ઉર નિરખો અનુરાગેરે, શાંત૦ ૫
ગલુબંધ કનક મુકતા ગુંજમાળરે; શાંત૦
તિલક કેસરી સુલોચન વિશાળરે. શાંત૦ ૬
કટિ મેખલા પીતાંબર રાજેરે; શાંત૦
બાજુબંધ કડાં વાંસળી વિરાજેરે. શાંત૦ ૭
પાયે નેપુર ઉપર વલય વારૂરે; શાંત૦
તળે ભદ્રભુવન ચિન્હ સોળ ચારૂરે. શાંત૦ ૮
શેષ શય્યા પોઢયા દેવ દેવરે; શાંત૦
પ્રિયા પદ્મા કરે પાદસેવરે. શાંત૦ ૯
વિવિધ વસન નવાં નિત્ય રંગ ભરમાંરે; શાંત૦
શંખ ચક્ર ગદા પદ્મ ધર્યાં કરમાંરે. શાંત૦ ૧૦
પતિત પાવન કૃપાના સિંધુરે; શાંત૦
ભીડ ભંજન ભગવંત દીન બંધુરે. શાંત૦ ૧૨
માહાત્મ્ય કયાં લગી કથું છે અનુપરે; શાંત૦
દયા પ્રીતમ શ્રી કૃષ્ણનું એ રૂપરે. શાંત૦ ૧૨

## ગરબો-રાગ મારૂ

તમે ઉભા રહોની અલબેલા હો લાલ;
સુણો જોબનમદના છકેલા હો લાલ. ૧
એક વાત કહું અતિ મીઠીરે લાલ;
ચઢે આજ કે કાલે અંગે પીઠીરે લાલ. ૨
તમે તે દાહાડે જે નિહાળીરે લાલ;
મુને કહ્યું ઘણી એ છે રૂપાળીરે લાલ. ૩
હુંતો તેજ દિવસની જાંણું રે લાલ;
તમારૂં મન તેમાં લોભાણું રે લાલ. ૪
તે વાત પડી છે ઠેકાંણે રે લાલ;
હું આજ ગઇતી બરસાંણે રે લાલ. ૫
નિશ્ચે કીધું વૃષભાન દુલારીરે લાલ;
નથી પરણી હજુ છે કુમારીરે લાલ. ૬
ગુણ રૂપ મેં જોયું છે અગાધા હો લાલ;
પૂછયું નામ છે તેહેનું શ્રી રાધા હો લાલ. ૭
તેહને પણ તમારી રઢય લાગી હો લાલ;
જોતાં નેન કટારી ઉર લાગીરે લાલ. ૮
તેણે અવર વર્યાની લીધી બાધારે લાલ;
તમને વરવા એ સાચા સમ ખાધારે લાલ; ૯
એહેવું લાડલીનું મન જાણીરે લાલ;
તેહેની સખી સહુ બોલી એહેવી વાણીરે લાલ. ૧૦
કાલે વૃંદાવન માંહાં જાશે હો લાલ;
નિશ્ચે નંદ કુંવર ભેળાં થાશે હો લાલ. ૧૧

તેશું તુંને પરણાવીશે છાની રે લાલ;
એહેવું સુંણી શામા હરખી વાત માની રે લાલ
ખરી ખબેર છે જોઇને હું આવીરે લાલ;
કેહેતાં લાલજી એ હદે લપટાવીરે લાલ.
આપ્યો હાર હૈયાનો ઉતારી હો લાલ;
બોલ્યા તું મુંને પ્રાણ થકી પ્યારીરે લાલ.
બીજે દિવસે થયું તેજ રીત્યે હો લાલ;
રાધા કૃષ્ણ પરણ્યાં બેહુ પ્રીતે હો લાલ.
સહુને આનંદ ઉરનાં સમાયે હો લાલ;
તેનો દાસ દયો યશ ગાયે હો લાલ.

બે પાસે બે સુંદરી ને, વચમાં વનમાળી,
નાચે ખુંદે નેહશું પંડછંદે લે તાળી. - જોવા રાસ મંડળ.
એકની છૂટી વેણુ છબીલી અંબોડા વાળી,
એકને આડી આંખ કરી નાચતાં નિહાળી, જોવા રાસ મંડળ.
એકને નખ દે નાથજી રે અવળે મોઢે અંગ,
છાશ પ્યારી પ્રીતડી એણે સારા કીધા ઢંગ, જોવા રાસ મંડળ.
રાતે દાંતે હસે ઘણું રે હાર હૈયે લળકે,
ફેર ફરતાં ફુદડી કાને ઝરમરીયાં ઝળકે, જોવા રાસ મંડળ.
એક લસકતી ખાંધે વળગી, શીત વળ્યાં ગાલે,
મુખડું લ્હુવે માવજી એહેને હેત કર્યાં વ્હાલે, જોવાં રાસ મંડળ.
એક ઠમકતી આવીને બેઠી મ્હોડું મચકોડી,
સમખાય તો સાંભળે એહેને રમવા ઉઠાડી, જોવા રાસ મંડળ.
મારૂ ચંદ્રિકા શોભતીરે કરણ ફુલ કાંને,
સેંથો પૂરી ઝગ મગે એહના સંગીતને તાને, જોવા રાસ મંડળ.
એક આવી હર્ષેભરીરે હું હાર ભરી હેરૂં,
નેપૂર ગયાં રે જ્હારાં નીસરી હું વાળીને પેહેરૂં, જોવા રાસ મંડળ.
એક આવી આરત ભરીરે એ વર્ષે છે ન્હાંની,
નટવર નાચે પ્રેમશું કર કોમળ પગ પ્હાંની. જોવા રાસ મંડળ.
એક કહે એહેને અલ્પ અહારને આવડું બળ ક્યાંથી,
મારી મારી પૂતના એણે જન્મ ધર્યો ત્યાંથી, જોવા રાસ મંડળ.
એક કહે ના માયેરે, જીવશુજી ઝાઝું,
ચીર હમારાં ખશી જશે હું સહીયરમાં લાજું. જોવા રાસ મંડળ.
એક કહે ઉઠો અલબેલા જમુનાં ને આરે,
આપણ બેઉ જઈ ઝુમીયે તેમાં કોણુજીતે ને હારે. જોવા રાસ મંડળ.

એક કહે ઉભા રહે તો કોઈ તમને વરશે,
એ સહિયરનું અંગ ભારે ત્યાં ઢીમચડાં ઢળશે; જોવા રાસ મંડળ.
મન્મથ મન્મથ નટવરજી પર ફુલડીયાં વરખે,
નાકે મોતી નાથજી તે જોઇ જોઇ મન હરખે. જોવા રાસ મંડળ.
ગિરિધર ગોપી એક રૂપ છે હરિતાદાત્મ્ય વિચારી,
વિશુદ્ધ હરિરસ અંતર ઠરતાં ભાવ પ્રીત બલિહારી. જોવા રાસ મંડળ.
ભકત મનોરથ પૂરણ કરવા હરિ લીધો અવતાર,
જન્મ કર્મ સૌ દિવ્ય પણામાં ગીતામાં નિરધાર, જોવા રાસ મંડળ.
ધન્ય વૃંદાવન વેલડીરે, ધન્ય યમુનાં ત્રટ સાર,
ધન્ય કન્યા આહીરની ધન્ય કૃષ્ણ તણો અવતાર, જોવા રાળ મંડળ.
રસ પ્રગટે છે રસિક હૃદેમાં રસિક મન આનંદ,
રસાત્મક રસ રૂપ થયેથી પ્રગટે પૂરણાનંદ, જોવા રાસ મંડળ.
રસનું દાન કરે છે વ્હાલો શ્રી વૃંદાવન ચંદ,
એક જ બહુ રૂપો તે ધારે રસ સાગર ગોવિંદ, જોવા રાસ મંડળ.
વેણું ગીત ભાવ પ્રકાશ્યો શ્રી વલ્લભની વાણી,
શ્રી ગુરૂ સુખથી શ્રવણ કરીને અંતર માંહે આણી, જોવા રાસ મંડળ.
બહુ વિધ ગોપીએ પૂરવમાં મેળવીયાં વરદાન,
તે સૌ પૂરણ સિદ્ધની કરવા પ્રગટીયા ભગવાન, જોવા રાસ મંડળ.
ગોપી ગોવિંદની ગત ન્યારી પૂર્ણ અલૌકિક રીત,
સદાનંદ રસ રૂપ પણાની પૂરણ ઝળકી પ્રીત, જોવા રાસ મંડળ
રાસ મંડળનો ગરબો પ્રેમ ધરીને ગાશે,
સુણશે ભણશે અંતર ધરશે હરિ રંગે રંગાશે, જોવા રાસ મંડળ
રસિક રૂપે રસ ભાવ માણતાં આનંદ હેલી થાશે,
દાસ દયો કહે વણ શ્રમ તે જન પરમાનંદ પદે જાશે, જોવા રાસ મંડળ.

# કુંવરબાઇનું મામેરૂં.

પ્રથમ શ્રી ગુરૂ ગોવિંદને પ્રણમું રે, ગાઊં ભકત વત્સલનું ચરિત્ર;
મોસાળું માધવે કર્યું રે. ૧
ગાતાં આનંદ મંગળ ઉપજે રે, પતિત પાવન પરમ પવિત્ર;
મોસાળું માધવે કર્યું રે. ૨
સોરઠ દેશમાં જીરણગઢ ગામ છે રે, નાગર વિપ્ર નરસેં મે'તા નામ;
મોસાળું માધવે કર્યું રે.
માણેક મેહેતી સ્ત્રી સુત શામળદાસ છે રે, કુંવરી કુંવરબાઇ નામ;
મોસાળું માધવે કર્યું રે. ૩
શ્રીરંગ મેહેતાના સુત સંગે એ વરી રે, તેને આવ્યો સમય સીમંત;
મોસાળું માધવે કર્યું રે.
મામેરૂં કરવા મેહેતાજી આવિયારે, છે સહાયમાં એક ભગવંત;
મોસાળું માધવે કર્યું રે. ૪
કુંવરબાઇ પિતા પ્રત્યે બોલિયાં રે, વિના દામ આવ્યાનું શું કામ;
મોસાળું માધવે કર્યું રે.
મેહેતો કહે મ્હારી પુત્રી હેચે હાર મા રે, કોડ પૂરશે સુંદર સ્યામ;
મોસાળું માધવે કર્યું રે. ૫
મેહેતાને નીર ન્હાવા તાતું ધર્યું રે, સમોવણ માગતાં કહી વાંકી વાત;
મોસાળું માધવે કર્યું રે.
મેહેતે ત્યાંજ ત્રિકમનું સમરણ કર્યું રે, પુરુષોત્તને પ્રેર્યો વરસાત;
મોસાળું માધવે કર્યું રે. ૬

એટલે મોસાળાની વેળા થઇ રે, નરસૈંયે સમર્યા નંદકુમાર;
મોસાળું માધવે કર્યું રે.
ડાલી છાબ લઇ મંડપમાં ધરી રે, કરે નાત ઠંઠોળી અપાર;
મોસાળું માધવે કર્યું રે. ૭
એવામાં શ્રી હરિ શેઠ થઇ આવિયા રે, સાથે લક્ષ્મીજી છે શેઠાણી;
મોસાળું માધવે કર્યું રે.
વસ્ત્ર મોટાં ને દ્રવ્યની થેલાયો રે, મોટી મંડપમાં બહુ આણી;
મોસાળું માધવે કર્યું રે, ૮
સ્વરૂપ જોઇ સૌ ચકિત થઇને રહ્યું રે, ટળ્યા વેવાઇ વેવાણના ગર્વ;
મોસાળું માધવે કર્યું રે.
વિઠ્ઠલ કહે વાણોતર છું મેહેતા તણો રે, મંગાવ્યા પ્રમાણે લાવ્યા સર્વ;
મોસાળું માધવે કર્યું રે. ૯
અમૂલ્ય અંબર છાલ સુંદર બહુ રે, જેને જેમ જોઇયે તેને દામ,
મોસાળું માધવે કર્યું રે,
સ્ત્રી મંડળ સંતોષ્યું મહા લક્ષ્મીજી રે, મહારી પુત્રીની પહોચાડું હામ;
મોસાળું માધવે કર્યું રે. ૧૦
કુંવરબાઇને કમળાયે રૂદે ચાંપીયાં રે, મહારી પુત્રી પૂર્યા મન કોડ:
મોસાળું માધવે કર્યું રે.
સોળ શણગાર આપ્યા સોહામણા રે, મેહેતાને સંતોષ્યા શ્રી રણછોડ;
મોસાળું માધવે કર્યું રે. ૧૧
અંતરધ્યાન થયાં બેહુ એવું કરી રે, હરિ સેવ્યાનું ફળ જુવે જક્ત;
મોસાળું માધવે કર્યું રે.

આકાશેથી નાખી વળી કાંચળી રે લાઉ પૂરી પ્રસન્ન કર્યો ભકત;
મોસાળું માધવે ચું રે. ૧૨
જે કો ગાય શિખે સુણે કહે દયો રે, તેને થાય શ્રી કૃષ્ણની મેહેર
મોસાળું માધવે કર્યું રે. ૧૩

---

## સાતવાર ને માનચરિત્રનો ગરબો

રાધે કહ્યું માનની તું મ્હારૂં રે,
એમાં સુખછે તેનું ને તારૂં. રાધે કહ્યું. ટેક
શાની રીસ આવડલી આવીરે
નથી મૂકતી માંન મૂકાવીરે,
ત્હેનું કારણ દેની બતાવી, રાધે કહ્યું. ૧
રવિ પ્રગટ થશે ઘડી એમાંરે,
પછી દિવસ જશે ક્યમ ગ્રેહેમાંરે,
તેનું જોની વિચારી હૃદેમાં. રાધે કહ્યું. ૨
શો મને મનસુબો આવેરે,
પ્રતિ ઉત્તર કાંઇનાં બતાવેરે,
કેહેતો તે નમી પાય મનાવે. રાધે કહ્યું. ૩
ભોમે શયન આસંન કર્યું છે રે,
આશું નેત્રમાં નીર ભર્યું છે રે,
દુઃખ આવડું શાંને ધર્યું છે. રાધે કહ્યું. ૪
બુધ્ધ ક્યાંહાં ગઈ સહુ તારીરે,
( જે ) બેઠી પિયુ સંગે રોષ વધારીરે,
એતો બન્નેને દુઃખકારી. રાધે કહ્યું ૫

ચુર થઈ સહુને શીખ દેતીરે,
તેં તું ક્યમ થઈ છે અલ્હેતીરે,
ત્હેંનું કારણ ક્યમ નથી કેહેતી. રાધે કહ્યું. ૬.
શું કરશે હાવાં સુજને બોલાવીરે,
રાખી મુગટમાં મનની ભાવીરે,
દીધું માંનનું મૂળ બતાવી, રાધે કહ્યું. ૭:
એમ સુણી સખી કહે તું તો ઘેલીરે,
એતો તારૂં પ્રતિબિંબ હેલીરે,
ફરી દેખાડું ચાલ્ય સાહેલી, રાધે કહ્યું. ૮:
એમ સુણી સ્યાંમાં અઢળક ઢળીયારે,
જઇને પ્રાણ પ્રીતમજીશું મળીયાંરે,
બન્યો સુખ સિંધુમાં ભળીયાં. રાધે કહ્યું. ૯:
સાત વારને માન ચરિત્ર રે,
સુણતાં સૌ કોઈ થાય પવિત્રરે,
દયા પ્રિતમની લીલા વિચિત્ર. રાધે કહ્યું. ૧૦.

---

## પદ—રાગ—કાફી.

વરિયે તો સામળિયો વરિયે, વારયે તો પાતળિયો વરિયે.
વરિયે તો છબીલો વરિયેરે, ચતુરવર—ટેક.
સંસારીનું સગપણ કાચું, પરણીને રંડાવું પાછું;
એને ઘેર શીદ પાણી ભરિયેરે. ચતુરવર૦ ૧:

સંસાર તો સરવે જૂઠો, શું થાશે રૂઠો કે ત્રૂઠો;
તેહને તુચ્છ જાણી ફરિયેરે. ચતુરવર૦
જેને પરણે દુઃખ જાય, અખંડ હેવાતણ થાય;
તેની સાથે પ્રીત કરિયેરે. ચતુરવર૦
સંસારતો સરવે ખોટો, પાણી માંહેનો પરપોટો;
ફુટી જાશે નાહાનો મોટોરે. ચતુરવર૦
દયા પ્રીતમકેરો વહાલો, નાગર નંદાજીનો લાલો;
તેહેનો સાલ્લો કરી મ્હાલોરે. ચતુરવર૦

---

## પદ—રાગ ધોળ.

ધન સરવસ્વ સદા મ્હારૂં છો હે શ્રીનાથજી,
સહજ સઘળાં કારજ સુધારો દીનાનાથ;
વિવિધતણા અપરાધ ક્ષમા કરો દુઃખ હરી દાસના,
સહાય નિરંતર કરો છો ઝાલો જેહનો હાથ. ધન સર૦
પ્રપન્નપાળક દીનજનભયહર સહજ સ્વભાવ છે,
આનંદ મંગળકારી હરી અશુભ ઉચાટ;
નેત્ર પલકની પેરે નિજજનરક્ષક છો સદા,
કરૂણાકર અંતરજ્ઞ જુઓ ન વિનતિ વાટ. ધન સર૦
નિઃસાધનના સાધન નિર્ધનના ધન શ્રીહરી,
જનની જનકની પેરે વસે ન નિજજન દોષ,
અવગુણના ગુણ ભાળો ભૃત્યતણા ભગવંતજી,
અયોગ્ય યોગ્યકરાને આપો આનંદકોષ. ધન સર૦

મહાપ્રભુ અશરણ શરણ અનાથનાથ દીનબંધુ છો,
પતિતપાવન અધમોદ્ધારણ પુષ્ટિપથેશ;
કેવળ નિજ કરૂણાબળ નિજસમ નિજજનને કરો,
ચિંતા કોઇ વાતની રહેવા દો નહિ લેશ. ધન સર૦ ૪

વિઘ્ન વિપત્તિ સંકટ છેદક આધિવ્યાધિના,
વણ માગે સહુ સુખ દો વિભુ જનપૂરણ કામ;
આત્મસાતનું અવળું સવળું સર્વ કરો સદા,
અખંડ ભક્તહૃદયમાં નિવાસ સુંદર શ્યામ. ધન સર૦ ૫.

નિજજન બુદ્ધિ પ્રેરક પ્રાણજીવનજી આપ છો,
તે વિધિ કૃતિ કરાવો જે વિવિ ગમતી હોય;
કરતા હરતાપણું નિજમાં તો જંત્રિની તહરે,
જન લહી જંત્ર સરીખો દોષ ન માનો કોય. ધન સર૦ ૬.

નિજજન સહુ સુખ ભુક્તાવો અલેપ રાખો સદા,
જ્યમ રસના ન અડે ચીગટ જલ પંકજપાન;
કાંઇએક ભીતિ રખાવો ઉપજવા મન દીનતા,
જેથકી કૃપાવૃદ્ધિ નિજજન ઉપજે નહિ અભિમાન. ધન સર૦ ૭.

ત્રિકાળ સત્ય સંકલ્પ સત્ય ગિરા કોવિદોએ કહી,
કૃપા કરો ત્યાંહાં પાત્ર કુપાત્ર રહે ન વિચાર;
ઉદારઅવધિ સદ્‌ગુણસાગર ઘણું ગંભીર છો,
જન ઘણું ચૂકયો તદપિ કૃપા ચળે ન લગાર. ધન સર૦ ૮.

જનનું વણસે કશું ન તે પણ જત્ન તમો કરો,
સરવેશ્વર સર્વાત્મા નાગર નંદકિશોર;

માયા કાળ કરમબળ દુઃસ્વભાવ ચાલે નહી,
એહવો પ્રબળ કરો જન દમે નહી ખટ ચોર. ધન સર૦ ૯
માહારૂં સઘળું બળ છો આપ એક શ્રી નાથજી,
હું છું સકળ ધરમ સહુ સાધન સદ્ગુણહીન;
સેવા સમરણ નથી સત્સંગ અવિદ્યાએ ભર્યો,
સજ્જન દુઃખદ વિષય રતિ સકળ પાપ કરી પીન. ધન સર૦ ૧૦
કોમળ નિર્મળ હ્રદય કરો માહારૂં કરૂણા નિધિ,
નિત્ય નિરંતર જુગલકિશોર કરો ત્યાંહાં વાસ;
પ્રપંચવિસ્મૃતિ નિજ આસક્તિ ભક્તિ અહિતુકી,
આપો સતત સેવાવ્યસન કહી નિજ દાસ. ધન સર૦ ૧૧
મુજને સાચો સંત કરો ગુરૂ ભગવદી ભાવ દો,
ભાવે ભાવું એહેવાં લક્ષણ આપો નાથ;
માહારા મુગટમણિ લોચનના ભૂષણ શ્રીહરિ,
જન્મ મરણ દુઃખ ટાળો ઝાલો નિજલહિ હાથ. ધન સર૦ ૧૨
શ્રી મહાપ્રભુકુળ સોંપ્યો છુ સંબંધ વિચારિને,
શ્રીજી સહજે મુજપર કરિયે કરૂણદષ્ટ;
સઘળાં શિઘ્ર દયાનાં કારજ તતક્ષણ થઈ જશે,
સહુ સુખ થાશે સઘળાં ભાગી જાશે કષ્ટ. ધન સર૦ ૧૩

---

રસરૂપ ચંદ્રમા અચાળતરે, રસમય છે દિવસરેણી;
રસરૂપ સર્વ સામગ્રીરે, યુગલ રૂપને સુખદેણી. ૩
જ્યાંહાં ખટઋતુ સદા વસેછેરે, જે મન ઇચ્છે તે થાયે;
છે સર્વ સમય હરિસ્વાધીનરે, દિવસ રાત પણ થઈ જાયે. ૪
જ્યાંહાં પ્રવેશ નહિ કોઈ પરનોરે, નવ ચાલે કોઇની માયા;
ગોપી પણ તે સહુ ગોવિંદરે, જ્યમ કાંઈ સ્વરૂપ ને છાયા. ૫
જ્યાંહાં પુરુષ એક પુરૂષોત્તમરે, બાકી સરવે વ્રજનારી;
તેમાં લલિતા મુખ્ય સખી છે રે, મધ્ય બહુની અધિકારી. ૬
જ્યાંહાં જુગલ કિશોર રમે છે રે, નવરસલીલા નિત્ય નવી;
અનુભવીનું અંતરજાણેરે, શકે વર્ણવી કેમ કવિ. ૭
જ્ઞાનીની ગતિ નવ પોંહોંચેરે, પ્રેમરસ પ્રેમીને જરે;
જ્યમ દૂધ સિંઘણીકેરૂંરે, સિંઘણસુત હોય તો જ ઠરે. ૮
એ પ્રેમ પરમ આનંદરસરે, રખે વિષય રસ સમ આણો;
એમાં શુક મુનિ ને શિવ છાકયારે, તે શું કામી જન જાણે. ૯
જેણે કામને મોહ પમાડયોરે, તે પ્રભુ કામવશ કયમ થાયે;
કૃષ્ણરસક્રીડા ગાતાંરે, કામરોગ ઉરથી જાયે. ૧૦
માહા અધમનો ઉદ્ધાર કરવારે, ભૂતળ લીલા કરી નાથે;
જ્યમ ઘૃત વિષ જ્વરવાળાનેરે, તે જ અમૃત ઔષધ સાથે. ૧૧
હોય જીવની અવળી બુદ્ધિરે, માટે એ શિક્ષા ભાખી;
સમજી અનુભવતાં નિર્મળરે, થાશો શ્રી ભાગવત સાખી. ૧૨
એ ભાવે હરિરસ ગાતાંરે, સુણતાં હરિ વહાલા થાશે;
ભજો દાસ દયાના પ્રીતમરે, સહુ સુખ સ્હેજે થઈ જાશે. ૧૩

## ગરબી.

ગિરિવરધર ગોપી, રૂપએક ગિરિવરધર ગોપી.
એ જુગલનાં ચરણકમલ ધોપી, રૂપએક. ટેક.
જ્યમ પ્રતિબિંબસંગ ખેલે બાળક, એમ લીલા ઓપી, રૂપએક૦ ૧
કાશીમાં મુક્તિ ને શ્રી ગોકુળ વહાલે, વ્હાલ વેલ રોપી. રૂપએક૦ ૨
વ્રજવિનતાને વશ થાય વિઠ્ઠલ, વેદવચન લોપી. રૂપએક૦ ૩
શુદ્ધ ચિત્તે પ્રેમરસ ના પીધો, શું થયું પહેરે ટોપી. રૂપએક૦ ૪
દયાપ્રભુલીલાએ મુખ મરડ્યું, તેને કાળસેના કોપી. રૂપએક૦ ૫

---

## ગરબો.

મોહાટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરિયે;
તે કરે ચહાય તે કામ, આપણ તો મરિયે. મોટા૦ ટેક.
પરનારી ક્રીડા કરી કૃષ્ણે, તે તો આપણે થાયરે;
ઉર્ધ્વરેત અગ્નિ પીવો, ગોવરધન કેમ ધરાય. કૃતિ રી૦ ૧
શિવ અર્ધાંગે ઉમિયા રાખે, પણ આપણને બીહિવુંરે;
ત્યમ કરિએ જો કામ બાળિયે, ક્યમ બણે હળાહળ પીવું. કૃતિ રી૦ ૨
રૂધિરમાંસને ભોગે ભવાની, આપણ હઠીયે ત્યાંથીરે;
સિંહ ચઢીને દાનવ દળવા, કાઢિયે તે બળ ક્યાંહાંથી. કૃતિ રી૦ ૩
ખરું ખોટું પણ પુત્રી લાંછન, બ્રહ્માને કહેવાયરે;
તે જોઇને ત્યમ કરિયે પણ આ, સૃષ્ટિ કેમ રચાય. કૃતિ રી૦ ૪
ચંદ્ર ઈંદ્ર ગુરૂપત્ની રમિયા, ત્યમ કરવું તો સુલભરે;
અંડ પ્રકાશ અમીવૃષ્ટિ, નગપાંખ્યો છેદન દુર્લભ. કૃતિ રી૦ ૫

અગ્નિ ભક્ષણુ સર્વ કરે પણ, કોઈ કહે નહિ મેલોરે;
તે જોઇને તું તેમ કરિશ તો, સરવે કહેશે ઘેલો. કૃતિ રી૦ ૬
ક્લેશ પ્રિય નારદને છે જોઈ. રખે તું પેલાં કહાડેરે;
તેહેનો સંગ ભવભયભંજન ને, તહારો સંગ ભવ પાડે. કૃતિ રી૦ ૭
અસુરપ્રતિગ્રહ સુરાપાન, શુક્રાચાર્ય નવ જોશોરે;
દિવ્ય હ્યાત મૃતસંજીવનવિદ્યા વેળા પછિ રોશો. કૃતિ રા૦ ૮
ગંગામધ્યે મુનિ પરાશર, ઢીમરકન્યા ભોગીરે;
વ્યાસ પ્રગટ મછગંધા મૃગમદગંધા કરી એ યોગી. કૃતિ રી૦ ૯
કુંતા કૃષ્ણા પંચપતિ પણ, સતી શિરોમણિ કહાવેરે;
તેહેનું જોઈ સ્ત્રી અન્ય કરે તો, નિશ્ચૈ નર્કમાં જાવે. કૃતિ રી૦ ૧૦
શંકરસ્વામીનું જોઈ શિષ્યે, શ્વપચના ટુકડા ખાધારે;
સીસું નવ પીવાયું સંગે, થયા બહિર્મુખ બાધા. કૃતિ રા૦ ૧૧
પુત્રનણી એ પુત્રી કશ્યપ, થઇને પિતામહ વરિયારે;
તેહેનો દોષ આપણે ના જોવો, તે ઘર હરિ અવતરિયા. કૃતિ રી૦ ૧૨
જવની રાખી જગન્નાથ પંડિતે, તે તો સહજ બની આવેરે;
બાવન સીઢી ગંગા ચઢાવી. તે તો વેવલાં વિણાવે. કૃતિ રી૦ ૧૩
મેહેને અનામિકને ઘેર ઓચ્છવ કીધો, તે આપણ નવ જોઇયેરે;
હરિએ હાર મેહેતાને આપ્યો, તે વેળા પત ખોઇએ. કૃતિ રી૦ ૧૪
માટે પ્રમાણ વાટે ચાલવું, ભજવા ગિરિવરધારીરે;
મ્હોટાની ગતિ મ્હોટા જાણે, દયા દીનતા સારી. કૃતિ રી૦ ૧૫

---

શુદ્ધ ભક્તિરૂપ રાણી રાધિકારે લોલ, જશોમતી મુક્ત મૂર્તિમાન,
માં૦ ૦હાં૦
ગોપી ઋચા વેદમંત્ર ગોપ છેરે લોલ, રામ શેષ શાસ્ત્રકરે ગાન,
માં૦ ૦હાં૦
નિગમ વસુદેવજીને જાણીયેરે લોલ, બ્રહ્મવિદ્યા દેવકીજી માત; માં૦ ૦હાં૦
ઇત્યાદિક સકળ સહિત શ્રીહરિરે લોલ, દાસ દયાના પ્રભુ વિક્ષાત.
માં૦ ૦હાં૦ ૧૧

---

## ગરબી.

સહુ સાધન ફળ ભક્તિ શ્રીરાધાનાથની, પદ્મપુરાણે વ્યાસે કથા વખાણીજો;
પારવતી પ્રત્યે શ્રી મહાદેવે કહી, તેનું વરણન કરી દેખાડું વાણીજો.
સહુ૦ ૧

પંચ જન્મ લગી ભજે અન્ય અવતારને, હયગ્રીવભક્તિ પછે ઉદ્‌ભવ થાયજો;
હયગ્રીવ ભક્તિ દશ જન્મ કર્યા પછે, નરસિંહ ભક્તિ ઉદે થાય શ્રુતિ ગાયજો. સહુ૦ ૨

સહસ્ત્ર જન્મ શ્રીનરહરિઆરાધન કરે, પ્રગટ થાય શ્રીમન્નારાયણ ભક્તિજો;
કોટી જન્મ લગિ શ્રીનારાયણને ભજે, તવ ઉપજે રઘુપતિ આસક્તિ જો. સહુ૦ ૩

અનંત જન્મ લગી સેવે શ્રી રામને, તવ શ્રીકૃષ્ણ ભક્તિ થાય ઉત્પન્નજો;
તેમની પ્રાણવલ્લભા શ્રી રાણી રાધિકા, તેમના પદપંકજે લુબ્ધે પછે મન જો. સહુ૦ ૪

રોમાંચિત ગદગદ થાયે પદ સેવતાં, પ્રેમલક્ષણા ભક્તિ કહાવે તેનું નામ જો;
પણ જીવનું ડહાપણ એમાં નથી કશું ચાલતું, એ ફળ કેવળ કરુણાબળ ઘનશ્યામ જો. સહુ૦ ૫
કોટી જન્મ લગી ધ્યાન સમાધિ તપ આચરે, કરતાં કરતાં ક્ષીણ પાપ નર થાય જો;
શ્રી કૃષ્ણ વિશે ભાક્ત તે જનની ઉપજે, એક પક્ષ પણ છે એ શાસ્ત્ર ગવાય જો; સહુ૦ ૬
અંશ વિભૂતિ કળાવેશ શ્રીકૃષ્ણતણા, એ સરવે અવતાર હરિ કહેવાય જો,
જ્યમ દ્વિતીયાથી ચડતી કળા શશી નામ સહુ, પણ રાકા શશીમાં તે સર્વ સમાય જો. સહુ૦ ૭
જુગે જુગે કૃષ્ણાવતાર પણ થાય છે, કલ્પ સારસ્વત પુરાણ કૃષ્ણ તે ન્યારા જો;
શ્રી વલ્લભ સેવ્યા શ્રી ભાગવતે ભણ્યા, અલ્પમતિ શું જાણે જીવ બચારા જો. સહુ૦ ૮
શ્રીજી જે ભક્તિ વશ તે ભક્તિ સદા, આપો દયાને નિજલહી શ્રીગુરુદેવ જો;
ભવોભવ મને એવો સાચો સંત કરો સદા, નિરંતર કરૂં ગોપીપતિ સેવજો સહુ૦ ૯

---

## મરબી.

રાધા માધવ મનમાં વસ્યાંજી, જેહેને, રાધા માધવ મનમાં વસ્યા. ટેક
આઠે પ્રહર તે આનંદમાં માહાલે, તે પ્રાણીને પાતક કશાંજી જેહને૦ ૧
સુખ સહુ આવી મળે સેહેજે સમીપે, કલેશ અમંગળ અળગાં વસ્યાજી જેહને૦ ૨

કારજ સિદ્ધ થયાં સહુ તેનાં, તીર્થ સહુ તેના પગમાં ધસ્યાં જી જેહને૦ ૩
પૂર્વજ વસ્યા સહુ તેનાં વૈકુંઠમાં, માતાપિતા ચૌદ લોકમાં
હસ્યાં જી. જેહને૦ ૪
તે સંતને સેવનારા સેવક પણ જાય નહિ કાળ સાપનાં ડસ્યાં જી. જેહને૦ ૫
તે ભગવતીની નિંદા કરે તેહનાં, નિશ્ચે કર્મ લોહારે ઘસ્યાં જી. જેહને૦ ૬
તે ભગવનીનાં દરશણ માનો, દયા પ્રીતમ શ્રીકૃષ્ણનાં જસાં જી. જેહને૦ ૭.

## ગરબી.

દરશણ દ્યોનીરે દાસને, મારા ગુણનિધિ ગિરિધરલાલ;
નાથ નિવારોરે ત્રાસને, આપો આપ ઉપર અતિવાહાલ. દર૦
શ્રીનટવર નંદનરે નંદના, ભાવે મુને મદન મનોહર રૂપ;
ચિતના ચોહોટરે માહરૂં, અનુભવ વ્યાપક બ્રહ્મ અનુપ. દર૦
જપું નહી અજપારે જાપને, ન ગમે સુણવો અનહદ નાદ;
પરા સમાધરે ના ગમે, ન ગમે સ્વર્ગ મુક્તિના સ્વાદ. દર૦
અન્ય ઉપાસનરે ના ગમે, વિના એક પૂરણ પુરૂષોત્તમઃ
ફીકાં લાગેરે સાધન સહુ, પડી મુને પ્રેમ ભક્તિમાં ગમ. દર૦
(મુને) શ્રી વલ્લભસુતરે ગુરૂ ગમ્યા, સહુ વિધિ શ્રીકૃષ્ણજી સમાન.
જીવનાં સાધનરે ના જુવે, વાહાલો નિજબળે કરે નિજાનંદદાન.દર૦
સરવ તપાસ્યુંરે ફરીફરી, કિંચિત કયહું ના દીઠો સાર;
સુખ એક દીઠુંરે સરવથી, સેવા સમરણ નંદકુમાર. દર૦
શ્રી મહાપ્રભુનીરે કહેણીથી, મુજપર રીઝો રાધાનાથ;
સમૂગી અવિદ્યારે તો ટળે, હરિજી ઝાલો જો મુજ હાથ. દર૦
શ્રી વૃંદાવનનીરે કુંજમાં, જાંહાં કરો જુગલકિશોર વિલાસ;
દાસ દયાનીરે વિનતી, ( મુને ) દાસી કરી રાખો નિજપાસ. દર૦